અન્તઃકરણમાં અનુભવાવીને તદ્વિદ્યાફલભૂત સ્વરૂપાનુભવ પણ પ્રથમ આ વેણુગીતમાં તો ગાનદ્વારા અન્તઃકરણમાં જ કરાવ્યો, અગ્રે રાસોત્સવપ્રસ્તાવમાં તો સ્વલીલાત્મક વ્યાપિવૈકુંઠના બાહ્યાનુભવાત્મિકા મૂર્તા વિદ્યાએ કરીને તે મૂર્તા વિદ્યાના ફલભૂત સ્વરૂપાનન્દાનુભવનું દાન બહિરંગસંગદ્વારા કરશે, અત્ર દત્તા વિદ્યા અને તત્ફલ ઉભયે પણ અમૂર્ત છે, મૂર્તા[1] વિદ્યા અને તત્ફલનો પ્રસંગ તો અગ્રે ફલપ્રકરણમાં જ કહાશે, અર્થાદ્ 'વિદ્યા'શબ્દનો પ્રયોગ જેમ 'ઉપાસના' અર્થમાં થાય છે તેમ 'સાક્ષાત્કાર' અર્થમાં પણ શક્ય જ છે, અથવા 'વિદ્યા'નો અર્થ 'વિદ્યાશક્તિ' જ થાય છે, વિદ્યા વિના ભગવત્પ્રાપ્તિ નથી એમ વિદ્યયામૃતમશ્નુતે શ્રુતિનું મર્મ છે, તેથી શ્રીવ્રજજનમાં પણ અત્ર વિદ્યાનું નિરૂપણ થાય છે. આ અધ્યાયના પ્રારંભથી પંચમ बर्हापीडं नटवरवपुः कर्णयोः कर्णिकारं શ્લોકપર્યન્ત વૈરાગ્ય સાંખ્ય યોગ તપ અને ભક્તિ એ પ્રકારે પંચ પર્વે યુક્તા વિદ્યાનું પ્રતિપાદન છે, પંચપર્વા વિદ્યાનું દાન થયું તદનન્તર જ શ્રીગોપીજનને ભગવદ્ગુણવર્ણનરૂપભગવત્પ્રાપ્તિ સિદ્ધ થઈ. પંચપર્વાત્મક-વિદ્યાના નિરૂપણથી અનન્તર જ વિદ્યાને અન્તે ગાનનો પણ ફલોન્મુખ ઉપક્રમ થયલો છે, તેથી આ વિદ્યા બ્રહ્મવિદ્યાથી પણ અધિકા છે, બ્રહ્મવિદ્યાનું પણ ફલ છે, એમ નિશ્ચય થઈ રહે છે. પંચપર્વાત્મકવિદ્યાને અન્તે તત્ફલ ગાનનો પ્રારંભ કર્યો, તેથી બ્રહ્મવિદ્યાથી પણ ગુણગાન અધિક છે, બ્રહ્મવિદ્યાનું પણ તે ફલ છે. વસ્તુતઃ લીલાસ્થ જીવની વિદ્યા પણ અલૌકિકી છે, અને શ્રીવ્રજસીમન્તિનીજીને જ તે અલૌકિકી વિદ્યાસમ્પત્તિનું દાન થયનું છે. આ અલૌકિકી ભગવદ્દત્તા લીલોપયોગિની વિદ્યાનાં વૈરાગ્યાદિ પંચ પર્વનાં સ્વરૂપ પણ તેવાં જ વિલક્ષણ છે. ભગવદતિરિક્ત પદાર્થમાત્રમાંથી અનુરાગની નિવૃત્તિ એ અત્ર વૈરાગ્ય છે, પુરુષોત્તમ રસાત્મક છે એવું જ્ઞાન અત્ર સાંખ્ય છે, ચિત્તની ભગવદેકપરતા અત્ર યોગ છે, ભગવદ્વિરહમાં આત્યન્તિક તાપક્લેશનો અનુભવ એ અત્ર તપ છે, અને ધર્મ અર્થ કામ અને મોક્ષ એ ચારે પુરુષાર્થની આકાંક્ષાથી રહિતા ભગવદાસક્તિ એ અત્ર ભક્તિ[2] છે. આ પંચપર્વા પુષ્ટિમાર્ગીયા વિદ્યાનું દાન શ્રીવ્રજસુન્દરીને થયનું છે, પુષ્ટિમાર્ગીયા ભગવદ્દત્તા વિદ્યાનું પંચમ પર્વ જે ભગવદાસક્તિરૂપાભક્તિ તે ભક્તિનું–ભગવદાસક્તિનું–નિરૂપણ આ અધ્યાયમાં છે, અર્થાત્ શ્રીગોપીજનની આ પ્રકારની ભગવદાસક્તિ આ અષ્ટાદશ અધ્યાયનો–શ્રીવેણુગીતાધ્યાયનો–અર્થ છે. बर्हापीडं नटवरवपुः कर्णयोःकर्णिकारं શ્લોકમાં ઉક્ત ભગવત્સ્વરૂપાનુભવ તો બ્રહ્મભાવની પણ ઉત્તરા દશા છે, આ અવસ્થા ભક્તિએ કરીને જ પ્રાપ્યા છે, भक्त्या मामभिजानाति શ્લોકમાં પ્રોક્તા ભક્તિએ કરીને પ્રાપ્ય અભિજ્ઞાન તે જ આ बर्हापीडं શ્લોકોક્ત ભગવત્સ્વરૂપાનુભવ. શ્રીગોપીજનને આ અભિજ્ઞારૂપ ભગવત્સ્વરૂપાનુભવનું દાન થયું એમ अक्षण्वतां फलमिदं ઇત્યાદિ શ્લોકમાં સુવ્યક્ત છે, તેથી આ અધ્યાયમાં જે વર્ણન છે તે આસક્તિપૂર્વક જ છે એમ નિશ્ચય થઈ રહે છે. ભક્તિએ અભિજ્ઞાન–સ્વરૂપાનુભવ–નિશ્ચિત કરી લીધા પછી જ અભિજ્ઞ શ્રીગોપીજન ગાનદ્વારા તે સ્વરૂપાનુભવને પ્રકટ કરે છે. વર્ણન તો अक्षण्वतां फलमिदं શ્લોકથી અનન્તર જ પ્રારંભાય છે, અને એ વર્ણન આસક્તિપૂર્વક જ થાય છે, તેથી કેવલ સાધનરૂપ જ નથી પરન્તુ ફલરૂપ જ છે, અને ફલરૂપ છે તેથી જ તે વર્ણન પંચપર્વા વિદ્યાના પણ અન્તમાં જ થયનું છે. અત્રપર્યન્ત આ અધ્યાયના પ્રારંભના શ્લોકષટ્કનું સ્વારસ્ય સ્પષ્ટ થયું. (૯૬.) અગ્રે ત્રયોદશ શ્લોકે કરીને શ્રીગોપીજનકૃત ભગવદ્ગુણવર્ણન છે, અને અન્તિમ ૨૦મા શ્લોકમાં આ આસક્તિપ્રતિપાદક પ્રમેયપ્રકરણનો ઉપસંહાર છે. શ્રીગોપીજનગેય શ્રીવેણુગીતના શ્લોકની ત્રયોદશ સંખ્યામાં પણ મર્મ છે. પ્રવાહી જીવ દ્વાદશમાસાત્મક કાલને ઉપાસે છે અને માર્યાદિક જીવ દ્વાદશાંગ પુરુષને ઉપાસે છે, પ્રવાહિજીવોપાસ્ય દ્વાદશમાસાત્મક કાલથી અધિક અને મર્યાદાજીવોપાસ્ય દ્વાદશાંગ પુરુષથી પણ ઉત્તમ શ્રીગોપીજનગેય પદાર્થ તો ત્રયોદશાંગ છે, શ્રીગોપીજનગેય શુદ્ધપુષ્ટિમાર્ગીય આ ત્રયોદશાંગ વસ્તુ પ્રલાયક કાલથી પણ અધિક કાલાધિક–નિત્યલીલાસ્થ–હરિ છે, અને ક્ષરાક્ષર પુરુષથી પણ ઉત્તમ–પુરુષોત્તમ–છે, અક્ષણ્વતાનું ફલ જ છે, અર્થાત્ શ્રીવ્રજસીમંતિનીસંગીત નિત્યલીલાસ્થ પુરુષોત્તમનું સ્વરૂપ ગુણ અને લીલા સર્વ જ નિત્ય વા કાલાતીત છે એમ સહજ સિદ્ધ થઈ રહે છે, અને તેથી જ અત્ર ભક્તવાક્યમાં કાલાધિક હરિનું અને પુરુષદ્વયથી ઉત્તમ પુરુષોત્તમનું વર્ણન થાય છે, અને તેથી જ કાલાતીતા ક્ષરાક્ષરોત્તમા ત્રયોદશવિધા લીલાનું પૃથક્ પૃથક્ કથન છે.

---

૧. અમૂર્તા વિદ્યામાં શ્રીલક્ષ્મણભટ્ટભૂપકુમાર શ્રીમદ્વલ્લભાધીશ્વરના સ્વરૂપનું અને મૂર્તા વિદ્યામાં શ્રીમદ્વલ્લભરાજકુમાર શ્રીમદ્વિઠ્ઠલેશ્વરના સ્વરૂપનું પણ ચિન્તન કર્તવ્ય થશે.

૨. નવમસ્કન્ધાર્થરૂપ ભક્તિથી તો આ ભક્તિ વિલક્ષણા જ છે.

પૂર્વ-૧૭મા-અધ્યાયના અન્તમાં ભગવલ્લીલાર્થ શરદ્‌નું વર્ણન થયું, હવે આ અધ્યાયમાં વૃન્દાવનમાં ભગવાન્‌નો લીલાર્થ પ્રવેશ કથાય છે.

इत्थंशरत्स्वच्छजलं पद्माकरसुगन्धिना।
न्यविशद् वायुना वातं सगोगोपालकोच्युतः ॥ १ ॥

**અક્ષરાર્થ**—આ પ્રકારની શરદે કરીને સ્વચ્છ છે જલ જેમાં એવા અને પદ્માકરના સુગન્ધે યુક્ત વાયુએ વાત (વૃન્દાવનમાં) ગાયોએ અને ગોપાલે સહ અચ્યુતે નિવેશ કર્યો. ૧.

**વ્યાખ્યાન**—'આ પ્રકારની જે શરત તે શરદે કરીને સ્વચ્છ છે જલ જેમાં એવા વૃન્દાવનમાં અચ્યુતે પ્રવેશ કર્યો' એમ શ્લોકના પદનો સમ્બન્ધ છે. યદ્યપિ આ શ્લોકમાં 'વૃન્દાવન' પદનું સ્પષ્ટ કથન નથી, તથાપિ પૂર્વ અધ્યાયમાં લીલાના અધિકરણદેશત્વે વનનું કથન છે, આ અધ્યાયમાં પણ દ્વિતીય શ્લોકમાં कुसुमितवनराजि પદમાં તે વનનું ગમક પણ છે, અને પંચમ શ્લોકમાં તો वृन्दारण्य×××प्राविशत् એમ સ્પષ્ટા ઉક્તિ જ છે, તેથી અત્ર પ્રવેશસ્થલ વૃન્દાવન જ છે એમ નિશ્ચય થઈ રહે છે. અત્ર-આ અધ્યાયમાં-પણ પૂર્વવત્ આધિદૈવિકી શક્તિઓએ સહ લીલા વક્તવ્ય છે, ભગવાનની શક્તિઓમાં પણ ભગવદ્દ્ અલૌકિકત્વ નિત્યત્વ સ્વાભાવિકધર્મત્વ છે એ જણાવવાને, અને ભગવદ્ભોગ્યા શ્રીવ્રજસીમંતિનીજીના અલૌકિકત્વનિત્યત્વસહજધર્મત્વયુક્ત સ્વરૂપનું જેમને અભિજ્ઞાન જ નથી તેવા અનભિજ્ઞથી શ્રીસ્વામિનીજીઓનું સ્વરૂપ ગુપ્ત રાખવાને, અત્ર 'શક્તિ'પદનો પ્રયોગ થયો છે. તત્ર-લીલામાં-નાયક ઉત્કૃષ્ટ છે એ જણાવવાને પ્રભુને અચ્યુત કહ્યા, સ્વરૂપથી જેમની કદાપિ ચ્યુતિ જ ન થાય એવા ઉત્કૃષ્ટ નાયકની લીલામાં ગાયો અનુભવિકા પણ છે, લીલારસની અનુભવકર્ત્રી ગાયો છે, તેથી પણ નાયકનો નિર્દોષ ઉત્કર્ષ સિદ્ધ થાય છે. ગોસદૃશ ભગવદ્ભક્ત જ આ લીલાના અનુભાવક હોય છે. જેમ ગાયો અનુભવિકા છે તેમ ગોપવર્ગ લીલામાં સેવક છે, શક્તિઓની-શ્રીવ્રજસીમંતિનીજીની-નિર્ભયતા સિદ્ધ કરવામાં એ ગોપરૂપ સેવકનો વિનિયોગ છે. આ ગોપવર્ગ દેવ છે, ૧૬મા અધ્યાયમાં आसन् सुविस्मिताःના વ્યાખ્યાનમાં પ્રતિપાદન કરવામાં આવ્યું છે કે એમનું પ્રન્દ્રિય નિર્દોષ છે, તેથી આ ગોપવર્ગ દેવ છે. શ્રીવ્રજસીમંતિનીજીએ સહ ભગવલ્લીલામાં નિર્ભયતાસમર્પક નિર્દુષ્ટેન્દ્રિયવાન્ દેવસ્વરૂપ ગોપવર્ગ સાક્ષી છે. પૂર્વોક્ત નિર્દુષ્ટા ભગવલ્લીલામાં દેવના સાક્ષિત્વથી દિવ્યત્વ પણ સિદ્ધ થઈ રહે છે. સાક્ષી (૧) સ્વાર્થથી અને સ્વાર્થની અપેક્ષાથી પણ રહિત (૨) ફલભોગસમર્પક અને (૩) ફલભોગમાં યથાધિકાર પ્રવર્તક હોય છે, આ સર્વ ધર્મ અત્ર નિજ અન્તરંગ ગોપવર્ગમાં છે, તેથી ઉપનિષદાદિમાં જેમ પરમાત્માને સાક્ષી કહ્યા છે તેમ અત્ર ગોપને 'સાક્ષી' કહ્યા, પ્રભુની નિર્દોષા અને પૂર્ણગુણા લીલામાં રમણ પણ જલના અને સ્થલના ભેદે કરીને દ્વિવિધ છે, તત્ર નિર્ભર રમણમાં પવનની અપેક્ષા રહે છે. જલક્રીડામાં તો નિર્મલતાની અને શૈત્યના અભાવની પણ અપેક્ષા રહે છે, જલ અતિશય શીતલ ન હોય અને નિર્મલ હોય તો જ જલક્રીડા પણ રસાલ થાય. ઋતુ શરત્ છે, તેથી જલ નિર્મલ છે અને તે અતિશય શીતલ પણ નથી. શરદે કરીને જ યત્ર જલ સ્વચ્છ છે તત્ર પ્રવેશ કર્યો, કર્મનો[1]-કયા સ્થલમાં શે અર્થે પ્રવેશ કર્યો એનો-નિર્દેશ આ શ્લોકમાં વિશેષતઃ નથી તેથી, અને જલપ્રવેશ કર્યો છે તેથી, આ પ્રવેશ સામાન્યતઃ ક્રીડાર્થ છે. પદ્માકરનો જે સુષ્ઠુ-શૈત્યસહિત-ગન્ધ તે પદ્માકરસુગન્ધ, પદ્માકરસુગન્ધે કરીને યુક્ત તે પદ્માકરસુગન્ધિ, એવા પદ્માકરસુગન્ધિ વાયુએ વાત વનમાં અચ્યુતે નિવેશ કર્યો. પવન ગન્ધવાન્ છે, તેથી જ ગન્ધભરે કરીને તે મન્દ પણ છે. ક્રીડામાં એટલું-શીત મન્દ સુગન્ધિ એમ ત્રિવિધ પવન અને અનતિશીત સ્વચ્છ જલ-જ અપેક્ષિત છે આ શ્લોકમાં વિશેષણભૂત ધર્મનું-જલનું અને વાયુનું-જ પ્રાધાન્ય છે, તેથી સ્થલરૂપ વિશેષ્યનો નિર્દેશ નથી. અચ્યુતે નિવેશ કર્યો, આધિદૈવિકપર્યન્ત પ્રવેશ કર્યો, યત્ર આવીને મલેલી દેવતાઓ સ્વસ્વકર્તવ્ય કાર્ય નેત્રભ્રુકુટિના વિલાસે કરે છે તત્રપર્યન્ત પ્રવેશ કર્યો. સગોગોપાલ અચ્યુતે નિકુંજપ્રદેશપર્યન્ત પ્રવેશ કર્યો એમ દેવપ્રિયા પરોક્ષા રીતિએ જણાવવાને 'આધિદૈવિક'પદનો પ્રયોગ છે, જેનો સંકેત નિ ઉપસર્ગે શ્રીશુકે જ કર્યો છે. (૧.)

પ્રથમ શ્લોકમાં આ પ્રકારે પ્રભુકૃતવનપ્રવેશ કથીને દ્વિતીય શ્લોકમાં દેવતાના ઉદ્બોધનું નિરૂપણ કરે છે.

---

૧. 'કર્મ'નો અર્થ 'ભગવત્‌ની લીલા' પણ અત્ર થાય જ છે.

कुसुमितवनराजिशुष्मिभृंगद्विजकुलजुष्टसरःसरिन्महीध्रम् ।
मधुपतिरवगाह्य चारयन् गाः सहपशुपालबलश्चुकूज वेणुम् ॥ २ ॥

**અક્ષરાર્થ**—કુસુમિત વનરાજિએ કરીને મત્ત ભૃંગોનાં અને પક્ષીઓનાં કુલોએ સેવિત સરોવરોને સરિતાઓને અને પર્વતોને અવગાહીને ગોપે અને બલદેવે યુક્ત ગોચારણકર્તા મધુપતિએ વેણુકૂજન કર્યું. ૨.

**વ્યાખ્યાન**—ગાયોને ચરાવતા મધુપતિએ વેણુનું કૂજન કર્યું, 'મધુપતિ'પદમાં 'મધુ'નો અર્થ કોઇક ટીકાકાર 'યાદવ' કરે છે, પરન્તુ તેવા અર્થમાં સ્વારસ્યનો લેશ પણ નથી. તેથી 'મધુ'નો અર્થ 'વસંત' જ કરવો, અને તે શૃંગારાત્મા રસે અથવા સરસ શૃંગારાત્માએ—વસંતાધિપતિએ—વેણુકૂજન કર્યું એમ અર્થસ્વારસ્ય અનુભવવું. તે રસ વા સરસ सरसः શૃંગારરસાત્મા છે, તેથી જ મધુના—વસંતના—અધિપતિ છે. લોકસિદ્ધ કાર્યાન્તરના વિના વૃન્દાવનમાં ગમન અને ચિરસ્થિત્યાદિક લોકવિરુદ્ધ છે, અને ચિર્ઝીર્ષિતલીલાતું લોકજ્ઞાન રસવિરુદ્ધ છે, આ પ્રકારના લોકજ્ઞાનનું અને રસવિરોધનું સમાધાન કરીને સર્વસંપાદન કરવાનું સામર્થ્ય ગોચારણરૂપ ધર્મમાં છે, કારણ કે સાક્ષાત્ અને પરંપરાના ભેદે કરીને ધર્મ ચતુર્વર્ગને પણ સિદ્ધ કરે છે, ગોચારણરૂપ ધર્મ કરતાં કરતાં મધુપતિએ વેણુકૂજન કર્યું તેથી સાક્ષાત્ અને પરંપરાએ ચતુર્વર્ગસાધક ભગવત્સમ્બન્ધી ગોચારણરૂપ ધર્મે જ લોકના અને રસના પરસ્પર સકલ વિરોધનું સમાધાન કરી લઈને ધર્માદિ મોક્ષાન્ત ચતુર્વર્ગનું સમ્પાદન કરી દીધું. ગોપ ક્રિયાશક્તિરૂપ છે, કારણ કે અંતરંગ કાર્યને અર્થે પ્રભુની ક્રિયાશક્તિ તત્ર સ્થાપિતા છે, અને બલદેવ જ્ઞાનશક્તિરૂપ પ્રતિબન્ધનિવૃત્યર્થ છે. યદ્યપિ ક્રિયાશક્તિનું પણ સ્થાપન બલદેવમાં છે, તથાપિ અંતરંગલીલામાં બલદેવનો તેવો અધિકાર નહિ હોવાથી અત્ર જ્ઞાનશક્તિમાત્રનું જ સ્થાપન કર્યું. ગોચારણરૂપ ધર્મમાં ક્રિયાશક્તિસહિત પશુપાલ ગોપનો અને જ્ઞાનશક્તિસહિત બલદેવનો પણ સદ્ભાવ સાર્થક છે, ગોચારણાદિ ક્રિયામાં અંતરંગ કાર્યાર્થે ભગવત્ક્રિયાશક્તિમાન ગોપનો ઉપયોગ છે, અને પ્રતિબન્ધકાસુરસમ્પત્તિની નિવૃત્તિપૂર્વક ભક્તોએ સહ સ્વચ્છન્દલીલાક્રીડાપ્રસંગમાં ભક્તરક્ષામાં ભગવજ્જ્ઞાનશક્તિમાન્ બલદેવનો વિનિયોગ છે. ભગવત્ક્રિયાશક્તિએ સહિત પશુપાલના અને ભગવજ્જ્ઞાનશક્તિએ સહિત બલદેવના સદ્ભાવથી મધુપતિનું यः सर्वज्ञः सर्वशक्तिः શ્રુતિએ ઉક્ત સર્વશક્તિમત્ત્વ પણ સ્પષ્ટ થયું, અર્થાત્ પરબ્રહ્મમાં ક્રીડાર્થ ક્રિયાજ્ઞાનશક્તિ સર્વદા જ અપેક્ષિત છે એ વિશદ થયું,[1] અન્યથા સધર્મક સર્વશક્તિમાન્ સરસ શૃંગારરસાત્મા મધુપતિના નિર્ધર્મકત્વના અને અકર્તૃત્વાદિના વિવર્તથી તો રસનિષ્પત્તિમાં જ વિપ્લવ થાય. સરોવરના સરિતુના અને ગિરિના નૈકટ્યમાં વસતી ત્રિવિધા દેવતાના—શ્રીવનસુન્દરીના—ઉદ્બોધનાર્થ મધુપતિએ અસ્પષ્ટ વેણુકૂજન કર્યું, વેણુનાદ પણ કર્યો. અભીષ્ટકાર્યપરત્વે બોધકનું સ્થાપન તેજ ઉદ્બોધન, દેવતાનો પણ ઉદ્બોધ થાય તથાપિ સરસસ્વરૂપસામગ્રીનો જ નાયકમાં અભાવ હોય તો ઉદ્બુદ્ધા પણ દેવતાની તત્ર રતિ સિદ્ધા ન થાય, આ અનુપપત્તિના પરિહારાર્થ ભગવાનને સરસ શૃંગારાત્મા મધુપતિ કહ્યા. કુસુમિત જે વનરાજિ[2] તેમણે કરીને જે મત્ત ભ્રમર અને વિહંગમ તેમના જે અવાન્તર જાતિભેદ તેમણે સેવ્યાં છે સરોવર સરિત્ અને ગિરિ યત્ર એવા વનને, અથવા તેમણે જુષ્ટ—સેવિત—સરોવરને સરિતુને અને ગિરિને[3] જ, તે તે સ્થલે તે તે પ્રકારે લીલાકરણાર્થ અવગાહીને સરોવરસરિત્પર્વતસ્થા અર્થાત્ तत्रत्यनिकटस्था એમ ત્રિવિધા શ્રીવનસુન્દરીના ઉદ્બોધનાર્થ કેવલશૃંગારરસાર્થ જ વેણુકૂજન કર્યું. આ સર્વ નિરૂપણ વિભાવાદિનું[4] થયું. મધુપતિના કૂજને કરીને રત્યાત્મક પ્રેમાત્મક શૃંગારરસનું ઉદ્બોધન—પ્રાદુર્ભાવ—સર્વથા ઉપપન્ન જ છે, કેવલ અને ધર્મસહિત એમ દ્વિવિધ શૃંગારરસમાં પણ અત્ર કૂજનનું કથન કેવલ[5] શૃઙ્ગારરસની જ નિષ્પત્તિને અર્થે

---

૧. અગ્રે પ્રેમપ્રવૃદ્ધમુદિતઃ શ્લોકમાં गोवेर्गोचारणे बलभद्रेण रक्षा અને કુલપ્રકરણીય પ્રથમાધ્યાયના પ્રથમ જ શ્લોકમાં યથા પ્રમાણે रक्षायां बलभद्रोपयोगः એમ કહશે.

૨. શ્રીસુબોધિનીજીમાં कुसुमिता ये वनराजयः એમ પુલ્લિંગવાચક યે કહીને ताभिः એમ સ્ત્રીલિંગનિર્દેશથી વનસ્થ વૃક્ષાદિનું સ્ત્રીત્વ ધ્વનિત કરીને ચિદ્રૂપત્વ કહ્યું.

૩. આ પક્ષમાં સમાહારદ્વન્દ્વથી એકવદ્ભાવ જાણવો.

૪. આ પારિભાષિક શબ્દનું સ્પષ્ટીકરણ અષ્ટમ શ્લોકમાં થશે.

૫. વિપ્રયોગશૃંગારરસ તે જ કેવલ શૃંગારરસ, જે નાટ્યમાં પ્રસિદ્ધ છે, ધર્મસહિત સર્વસામગ્રીયુક્ત સંયોગશૃંગારરસ તો સમ્ભોગદશામાં અનુભવાય છે.

કર્યું', ધર્મસહિત યાવદ્ગુણલીલાવિશિષ્ટ સ્વરૂપાનુભાવક તો કૂજન કાંઇ નથી પરન્તુ સુધાસંવલિત નાદ જ છે, જે बर्हापीडं नटवरवपुः कर्णयोः कर्णिकारं અથવા अक्षण्वतां फलमिदं न परं विदामः શ્લોકમાં વિશદ કર્યો. (૨.)

આ પ્રકારે પ્રથમ શ્લોકમાં ભગવત્કૃત વૃન્દાવનપ્રવેશનું અને દ્વિતીય શ્લોકમાં ભગવત્કૃત દેવતોદ્બોધનનું કથન કરીને શ્રીશુક તૃતીય શ્લોકમાં શ્રીવ્રજસુન્દરીકૃત ભગવદ્ગુણગાનનો વર્ણનારમ્ભ કરે છે. શ્રીવનસુન્દરીએ સહ ભગવત્કૃતરમણના અવસરમાં શ્રીવ્રજસુન્દરીનો પણ કામ અર્થાત્ અભિલાષ રતિ વા પ્રેમ ઉદ્બુદ્ધ થઇ ગયો, ઉદ્બુદ્ધ પ્રેમ જ આસક્તિ હોવાથી શ્રીવ્રજભક્તની પણ આસક્તિ પ્રકટ થઇ પ્રભુએ વેણુકૂજનદ્વારા શ્રીવનસુન્દરીના શૃંગારરસનું મુખ્ય અને શ્રીવ્રજસુન્દરીના શૃંગારરસનું તો પ્રાસંગિક જ ઉદ્બોધન કર્યું. ભગવત્કૃત વેણુકૂજન કામિનીના કામનું ઉદ્બોધક છે, તેથી પ્રસંગવશાત્ કૂજનદ્વારા શ્રીવ્રજસુન્દરીની પણ ઉત્કણ્ઠા પ્રકટ થઇ. શબ્દથી કામને ઉદ્બુદ્ધ કરીને શ્રીવ્રજસુન્દરીએ પણ 'अन्तःप्रविष्टो भगवान्'કારિકોક્તપ્રકારવત્ અન્તઃપ્રવિષ્ટ-નિજ હૃદયમાં વિરાજમાન-ભગવાન્‌ના વર્ણનદ્વારા શબ્દથી જ બહિરુદ્બોધનાર્થ જેમ ભગવાને વેણુનાદે કરીને વ્રજસ્ત્રીનો ઉદ્બોધ કર્યો તેમ ગુણગાને કરીને વ્રજસ્ત્રીઓએ ભગવાનનો ઉદ્બોધ કર્તવ્ય તેથી-ભગવાન્‌માં અને ભક્તમાં ઉભયત્ર શબ્દ જ ઉદ્બોધક છે તેથી-સ્વસમાન શીલવ્યસન નિજસખીજનના સમક્ષ ભગવદ્ગુણની વર્ણનાનો પ્રારમ્ભ કર્યો એ પ્રસંગ શ્રીશુક તૃતીય શ્લોકે કરીને કહે છે.

तद् व्रजस्त्रिय आश्रुत्य वेणुगीतं स्मरोदयम् ।
काश्चित् परोक्षं कृष्णस्य स्वसखीभ्योऽन्ववर्णयन् ॥ ३ ॥

**અક્ષરાર્થ—વ્રજસ્ત્રીઓએ તે સ્મરોદ્દીપક કૂજનનું અને વેણુગીતનું સમન્તાત્ આશ્રવણ કર્યા પછી કોઇકે કૃષ્ણના (ગુણનું) પરોક્ષમાં સ્વસખીજન પ્રતિ અનુવર્ણન કર્યું. ૩.**

**વ્યાખ્યાન**—પ્રભુએ વૃન્દાવનમાં પ્રવેશ કરીને પ્રથમ અસ્પષ્ટ વેણુકૂજન કર્યું તદનન્તર વેણુદ્વારા લીલાવિશિષ્ટ સ્વરૂપનું સ્પષ્ટાર્થક રસનિરૂપક ગાન કર્યું, તે વૃન્દાવનીય આધિદૈવિક વેણુકૂજનનું અને તદનન્તર વેણુગીતનું પણ આશ્રવણ-સમન્તતઃ શ્રવણ-શ્રીગોપીજને કર્યું. વેણુનાદ આધિદૈવિક ન હોય તો વેણુનાદનું આશ્રવણ કેવલ વ્રજસ્થિત શ્રીગોપીજન જ કેમ કરે? વેણુનાદનું આશ્રવણ કેવલ વ્રજસ્થ શ્રીગોપીજન જ કરી શક્યાં, ઇતર નહિ, તેથી વેણુનાદ આધિદૈવિક છે એમ સિદ્ધ થઇ રહે છે. ભગવાન્ જે જે કાર્ય કરે છે તે તે કાર્ય સપ્રયોજનક કરે છે, જીવવત્ વ્યર્થ નિષ્પ્રયોજનક પણ કાર્ય ભગવાન કરતા નથી. રમણાર્થ ભાવનું ઉદ્દીપન જ કૂજનનું પ્રયોજન હોવાથી જેમના પ્રતિ ભગવાનની રમણેચ્છા જ નથી તેઓ પણ તે શ્રવણ કરી લે ત્યારે તો તે ભગવત્કારિત શ્રવણ નિષ્પ્રયોજક-વ્યર્થ-થઇ જાય તેથી જીવવત્ તેવું નિષ્પ્રયોજનક વ્યર્થ શ્રવણ પ્રભુ કરાવતા જ નથી એ સિદ્ધાન્તનો જ અંગીકાર કરવો, 'શ્રવણ તો સર્વેએ જ કર્યું પરન્તુ રત્યાત્મક સ્થાયી ભાવ વ્રજસ્થ શ્રીગોપીજનને જ વિષે હોવાથી તેમના જ-અન્યના નહિ-ભાવનું ઉદ્દીપન થયું' એ દોષવત્ મતનો નિરાસ તો પૂર્વોક્ત સિદ્ધાન્તથી જ થઇ ગયો, કારણ કે સર્વજ્ઞ હોવાથી ભગવાનને વિષે જીવવત્ તેવી વ્યર્થા નિષ્પ્રયોજનિકા કૃતિ સંભવની જ નથી, એટલું જ નહિ પરન્તુ વેણુનાદ શુષ્કનાદમાત્ર જ નથી, વસ્તુતઃ તો તે વેણુનાદ સુધાસંવલિત છે, વેણુનાદમાં સુધાની નિષ્ઠા છે, અન્યથા 'વેણુનાદનિષ્ઠ સુધા નિજ પ્રવેશમાત્રથી જ ભગવદીયત્વસમ્પાદન કરે છે' એ ભગવદીયત્વ-સમ્પાદનરૂપ સુધાસ્વભાવની જ હાનિનો પ્રસંગ પ્રાપ્ત થઇ જાય, અર્થાત્ 'શ્રવણ તો સર્વેએ જ કર્યું પરન્તુ જેમને વિષે રત્યાત્મક સ્થાયી ભાવ છે તેમના જ ભાવનું ઉદ્દીપન થયું' આ પ્રકારના નિષ્પ્રયોજનક જીવતુલ્યતાપાદક પક્ષનો પરિત્યાગ કરીને નિજ પ્રવેશમાત્રથી જ વેણુનાદનિષ્ઠ સુધાનો ભગવદીયત્વસમ્પાદનરૂપ સ્વભાવ લક્ષમાં રાખીને સપ્રયોજનક ભગવદુત્કર્ષસમ્પાદક સિદ્ધાન્તનો જ સમાદર કરવો. જે સ્વામિનીભાવવાન્ ભક્તોને દૂરતઃ પણ શ્રવણ કરાવવાની નિજેચ્છા છે તેમને જ વિષે સપ્રયોજનક વેણુકૂજનના આશ્રવણની સિદ્ધિ સ્થાપી, અને જેમણે આશ્રવણ કર્યું તે સર્વના જ ભાવનું રમણાર્થ ઉદ્દીપન પણ થયું જ, ભાવોદ્દીપન પણ થયું જ, કારણ કે ભાવોદ્દીપન તો કૂજનનો સ્વભાવ જ છે. જીવકૃતિતઃ ભગવત્કૃતિનો આ પ્રકારે સનાતન ઉત્કર્ષ વેણુકૂજનનું આધિદૈવિકત્વ સસિદ્ધ કરે છે. વેણુકૂજનના આશ્રવણાદિના ભગવદિચ્છાશ્રિત અધિકારી સ્વામિનીભાવે અંગીકૃત હોવાથી સુદૂરતઃ પણ સ્વરૂપનું દર્શન અને વેણુનિનાદનું શ્રવણાદિ પણ કરી શકે અને તેના અનધિકારી તો નિતાન્ત સામીપ્યમાં પણ દર્શનશ્રવણાદિ ન જ કરી શકે એ વૈલક્ષણ્ય સપ્રયોજનિકા કૃતસમર્પિકા આધિદૈવિકતામાં

સર્વથા સૂપપન્ન હોવાથી તેનું સુનિપુણ નિરૂપણ ધન્યવાદાર્હ છે. ભગવત્કૃત ઉદ્દીપનવિભાવાત્મક વેણુકૂજનથી સર્વા લીલોપયોગિની વ્રજસીમન્તિનીપ્રભૃતિ દેવતાનો ઉદ્બોધ થયો તેમ સ્મરનો પણ થયો, કારણ કે આધિદૈવિક સ્મર પણ લીલોપયોગિત્વે દેવતા છે. 'ઉદય' 'ઉદ્બોધ' 'ઉત્થાન' એ સર્વ જ પદનો અર્થ 'અભીષ્ટકાર્યપરત્વે ઉદ્બોધકનું સ્થાપન' વા 'સ્વસ્વસેવાસમયને અવધારીને સેવાર્થ સાવધાનતા.' સ્વસ્વસેવાસમય પ્રાપ્ત થઈ ગયો એમ અવધારીને લીલોપયોગિશ્રીવ્રજસીમન્તિનીપ્રભૃતિ સર્વ સાવધાન થઈ ગયાં તેમ લીલાસામગ્રીમધ્યપાતી આધિદૈવિક સ્મર પણ તત્રત્ય ભક્તસમાજના માનાપનોદનાદિકાર્યાર્થે તે સમાજની માનસી ઉત્કણ્ઠાનું સમ્પાદન કરીને નિજ સેવાસમયમાં સાવધાન થઈ ગયો. નાદ ઉદ્દીપનવિભાવ છે, તેથી નાદથી સ્મરનો ઉદય યુક્ત છે. વેણુનાદશ્રવણકર્ત્રી શ્રીવ્રજસીમન્તિનીમાં પણ કોઇક તો સ્મરોદયે મૂર્છિતા થઈ ગયાં પરન્તુ પુનઃ ભગવદ્ગીતશ્રવણાનન્તર કૃપાથી કોઇકને અન્તઃસ્થિત ભગવાનનો આન્તર સમાગમ પણ પ્રાપ્ત થઈ ગયો. જેમને મૂર્છા પ્રાપ્ત થઈ ગઈ તેમને તો તત્ત્વાનવધારણરૂપ અજ્ઞાન[1] જ રહ્યું અને તેથી તેમનાથી ભગવદ્ગુણવર્ણન ન જ થઈ શક્યું. પરન્તુ ગીતશ્રવણાનન્તર કૃપાવિશેષથી પણ જેમને પ્રભુનો આન્તર સંગ પ્રાપ્ત થઈ ગયો, તેમણે તાદૃશ સંગ પ્રાપ્ત કરીને કૃષ્ણના પરોક્ષમાં વિદ્યમાન સમાનશીલવ્યસન નિજસખીજનના સમક્ષ અનુવર્ણન—ભગવત્કૂજનાનન્તર જ વર્ણન—કર્યું. આ પ્રકારે વેણુગીતશ્રોત્રીઓમાં પણ મૂર્છિતા અને અનુવર્ણયિત્રી એમ ઉભયે રસપોષક જ ભેદ છે. વેણુકૂજનગીતશ્રવણાનન્તર મૂર્છા જ ન થતાં આન્તર ભગવત્સંગ પ્રાપ્ત થાય અને તાદૃશ ભગવત્સમાગમ પ્રાપ્ત કરીને કૃષ્ણના પરોક્ષમાં નિજ સમાનશીલવ્યસન સખીજનના સમક્ષ ભગવદુદ્બોધાર્થ અનુવર્ણન કરવું એ કૃપાવિશેષનું કાર્ય છે, તેથી સર્વા જ શ્રોત્રીએ અનુવર્ણનનો આરમ્ભ ન કર્યો, પરન્તુ શ્રોત્રીમાં પણ વિશિષ્ટકૃપાપાત્ર કોઇક જ વ્રજસીમન્તિનીએ अक्षण्वतां फलमिदं न परं विदामः ઇત્યાદિ ત્રયોદશ શ્લોકે કરીને અનુવર્ણનનો ઉપક્રમ કર્યો, અને એથી જ अक्षण्वतां શ્લોકના આભાસમાં 'અનુવર્ણન' પદ જ કહ્યું છે. અત્ર આ બોધયોગ્ય છે. શ્રીવ્રજસુન્દરીકૃત अक्षण्वतां फलमिदं न परं विदामः ઇત્યાદિ ત્રયોદશ શ્લોકે કરીને વર્ણન તૃતીય શ્લોકની સમાપ્તિમાં अन्ववर्णयन् પદે શ્રીશુકે કહ્યું, તદનન્તર તે તે શ્રીવ્રજસુન્દરીએ કયે પ્રકારે વર્ણન કર્યું એમ વર્ણનપ્રકારની જિજ્ઞાસા થતાં શ્રીશુકે ચતુર્થ तद् वर्णयितुमारब्धाः શ્લોકે આરમ્ભદશામાં સ્મરવેગકૃત પ્રતિબન્ધ કહ્યો. આ સ્મરવેગકૃત પ્રતિબન્ધની નિવૃત્તિ કરવાનું સામર્થ્ય નિતાન્તનિસ્સાધનશ્રીવ્રજસુન્દરીમાં નથી, તેથી बर्हापीडं नटवरवपुः कर्णयोःकर्णिकारं ઇત્યાદિ પંચમશ્લોકોક્ત-ગુણલીલાવિશિષ્ટસ્વરૂપબલે તે પ્રતિબન્ધ નિવૃત્ત કરીને પ્રભુએ વેણુરવસુધાદ્વારા ભગવદ્ગુણનું વર્ણન કરવાની શક્તિનું દાન શ્રીવ્રજસીમન્તિનીને કર્યું. પંચમશ્લોકોક્ત बर्हापीडપદાર્થભૂત ઉજ્જ્વલશૃંગારરસસ્વરૂપ, नटवरवपुःપદાર્થરૂપ વિપ્રયોગશૃંગારરસાત્મ અને સંયોગશૃંગારરસાત્મ એમ દ્વન્દ્વે વિશિષ્ટત્વે. कर्णयोःकर्णिकारंપદાર્થાત્મક શૃંગારરસમધ્યપાતી ઉચ્છલિતરસભાવે વિશિષ્ટ, वासः कनककपिशं પદતત્ત્વ ગોપ્યત્વે સમ્પાદિત શૃંગારરમતાક ગોપ્યરસે વિશિષ્ટ, वैजयन्तीं च मालाम् પદવાચ્ય ઉભયના—વૈજયન્તીના અને વનમાલાના—વૈશિષ્ટ્યે શૃંગારરસોપયોગિયાવદ્રસસમ્બન્ધિયશોદ્યોતક, અને रन्ध्रान् वेणोरधरसुधया पूरयन् પદસ્વારસ્યભૂત સ્વીયભોગ્યત્વસૂચિત પરમનિગૂઢ પુષ્ટિમાર્ગૈકતત્ત્વ સ્ત્રીભાવ, અને તે સ્ત્રીભાવે સૂચિત ભક્તૈકશરણ્ય શુદ્ધપુષ્ટિમાર્ગીયરસસ્વરૂપનું બોધન વેણુરવે કર્યું ત્યારે શ્રીવ્રજસીમન્તિનીજીમાં નાદનો પ્રવેશ શ્રોત્રદ્વારા થયો અને નાદનિષ્ઠ સુધાના સમ્બન્ધમાત્રથી તેમના દેહમાં ઇન્દ્રિયમાં પ્રાણમાં અન્તઃકરણમાં અને જીવમાં પણ પૂર્વોક્તપ્રકારક શુદ્ધપુષ્ટિમાર્ગીય રસાત્મક સ્વરૂપનો પરિપૂર્ણ પ્રાદુર્ભાવ થયો. આ સર્વ પંચમ શ્લોકમાં કહીને ગાનપ્રતિબન્ધનિવૃત્ત્યર્થ અલૌકિકસામર્થ્યદાનનું પ્રતિપાદન શ્રીશુકે કર્યું. પંચમ શ્લોકમાં वृन्दारण्यं प्राविशत् પદે કરીને શ્રીશુકે પ્રભુના વૃન્દાવનપ્રવેશનું કથન કર્યું તત્ર પણ 'વૃન્દાવન' પદે શ્રીવ્રજસીમન્તિનીજીનાં હૃદયનો બોધ થઈ રહે છે, કારણ કે એમનાં હૃદય વૃન્દાવનૈકસ્વરૂપ છે, અને वृन्दावनं सखि भुवो वितनोति कीर्तिं શ્લોકના વ્યાખ્યાનમાં વૃન્દાવનનું યથાર્થ સ્વરૂપ તે જ પ્રકારે વિશેષતઃ પણ આલેખાશે આ પ્રકારે સુધાસંવલિત-વેણુનાદદ્વારા શુદ્ધપુષ્ટિમાર્ગીયરસાત્મકભગવત્સ્વરૂપનો પ્રવેશ નિતાન્તનિસ્સાધનશ્રીવ્રજસીમન્તિનીજીનાં હૃદયમાં થયો. તદનન્તર તે વેણુનાદનિષ્ઠ સુધાના પ્રતિક્ષણ વર્ધમાન અતિરેકથી ગલનરૂપ—ઉદ્ગારરૂપ—વર્ણન થયું. इतिवेणुरवं राजन् શ્લોકમાં વેણુરવના આ સર્વ પ્રકારનું કથન શ્રીશુકે કર્યું. આ પ્રકારના સમન્વયથી સિદ્ધ થઈ રહે છે કે स्वसखीभ्योन्ववर्णयन्માં જે અનુવર્ણન શ્રીશુકે કહ્યું તે અનુવર્ણનના પ્રકારની જિજ્ઞાસા થતાં ચતુર્થ तद् वर्णयितुमारब्धाः શ્લોકમાં વર્ણનારમ્ભમાં પ્રતિબન્ધનું કથન કરીને પંચમ बर्हापीडं नटवरवपुः कर्णयोः कर्णिकारं શ્લોકમાં

૧. મૂર્છા રસાન્તઃપાતી વ્યભિચારિભાવ છે, તેથી રસમધ્યપાતિ મૂર્છાજન્ય તત્ત્વાનવધારણરૂપ અજ્ઞાન પણ સરસ જ છે.

નિતાન્તનિસ્સાધન વ્રજભક્તના પ્રતિબન્ધની નિવૃત્તિપૂર્વક વર્ણનશક્તિહેતુનું-ગુણલીલાવિશિષ્ટ ઉદ્બુદ્ધશૃંગારરસરૂપ સ્વરૂપાત્મક વેણુનાદનું-વર્ણન કરીને પર્શ્લોકસ્થ દૃતિવિણુરંધ્રે પદે કરીને અનુવર્ણનનું પૂર્વોક્ત જ સમર્થન શ્રીશુકે કર્યું. (૩)

આ પ્રકારે તૃતીય શ્લોકમાં સ્મરોદ્દીપક વેણુગીતનું વ્રજસ્ત્રીકૃત આશ્રવણ અને વ્રજસ્ત્રીમાં પણ કોઈકનો જ વર્ણનારમ્ભ કથીને તેમનો પણ પુનઃ કામોદ્બોધ થયો તેથી વિશેષતઃ વર્ણનની શકિત ન રહી. મૂર્છિતા વ્રજસ્ત્રીને તો પ્રથમથી જ અશક્તિ હતી પરન્તુ કૃપાવિશેષતઃ જેમને મૂર્છા ન થતાં આન્તર ભગવત્સંગ પ્રાપ્ત થયો હતો અને તાદશ સંગ પ્રાપ્ત કરીને જેમણે અનુવર્ણનનો પ્રારમ્ભ કર્યો તેમને પણ[1] ભગવલ્લીલાના સ્મરણથી પુનઃ કામનો ઉદ્બોધ થયો, ભગવાનના વેણુકૂજનથી અને વેણુગીતથી કામનો પ્રથમ ઉદ્બોધ તો આરમ્ભમાં જ થયો હતો તેમાં પણ કૃષ્ણલીલાની વર્ણનાર્થકૃતા સ્મૃતિથી પુનઃ વિશેષતઃ કામનો ઉદ્બોધ થયો, અને તેથી તેમની પણ વિશેષતઃ વર્ણનની શકિત ન રહી એ પ્રસંગ શ્રીશુક ચતુર્થ શ્લોકમાં કથે છે.

तद् वर्णयितुमारब्धाः स्मरन्त्यः कृष्णचेष्टितम् ।
नाशकन् स्मरवेगेन विक्षिप्तमनसो नृप ॥ ४ ॥

**अक्षरार्थ—તેનું વર્ણન કરવાનો આરમ્ભ કર્યો, હે નૃપ, કૃષ્ણની લીલાને સ્મરતાં સ્મરવેગે તેમનાં મન વિક્ષિપ્ત થઈ ગયાં, વર્ણન ન કરી શક્યાં. ૪**

व्याख्यान—લીલામાં તે સ્વાનુભૂત ભગવત્સ્વરૂપનું અથવા[2] વેણુગીત ભગવત્સ્વરૂપનું વર્ણન-કાર્યતઃ કારણતઃ ફલતઃ અને સ્વરૂપતઃ એમ ચતુર્ધા નિરૂપણ-કરવાનો આરમ્ભ કર્યો તત્ર મધ્યમાં વર્ણનાર્થં કૃષ્ણની લીલાનું સ્મરણ કર્યું, તે સ્મરણથી સ્મરનું ઉદ્દીપન થયું, સ્મરણોદ્દીપ્ત સ્મરથી ચિત્તચાંચલ્યરૂપ વેગ પ્રકટ થયો, અને તે વેગથી વર્ણનકર્ત્રીનાં મન વિક્ષિપ્ત થઈ ગયાં. શ્રીવ્રજસીમન્તિનીજીએ લીલામાં અનુભૂત ભગવત્સ્વરૂપનું અથવા[2] શ્રીવનસુન્દરીએ સહ લીલાકર્તૃ અને પ્રભુએ જ શ્રીવ્રજસીમન્તિન્યુદ્બોધકત્વે વેણુને વિષે ગીત ભગવત્સ્વરૂપનું અથવા પ્રસ્તુતવેણુગીતાત્મક જ ભગવત્સ્વરૂપનું વર્ણન-આશ્લેષાદિરૂપ કાર્યતઃ ભગવદ્ભાવોદ્બોધરૂપ કારણતઃ સ્વરૂપાનન્દસ્થાપનરૂપ ફલતઃ અને વિગ્રહાવયવત્વાદિસ્વરૂપતઃ એ પ્રકારે ચતુર્ધા નિરૂપણ-કરવાનો ઉપક્રમ કર્યો. તત્ર મધ્યમાં વર્ણનાર્થ કૃષ્ણની લીલાનું સ્મરણ થયું, તે સ્મરણરૂપ વ્યાપારથી જ કાર્યસ્મૃતિનું અથવા સ્મરનું જ ઉદ્દીપન થયું. સ્મરણરૂપ વ્યાપારે કરીને ઉદ્દીપ્ત સ્મૃતિથી વા સ્મરથી ચિત્તચાંચલ્યસ્વરૂપ વેગ પ્રકટ થયો, અને તે વેગથી વર્ણનકર્ત્રી શ્રીવ્રજસીમન્તિનીનાં મન વિક્ષિપ્ત થઈ ગયાં કાર્યતઃ કારણતઃ ફલતઃ અને સ્વરૂપતઃ એમ ચતુર્ધા વેણુગીતવર્ણનના ઉપક્રમમાં પ્રતિબન્ધ થયો, તથાપિ પૂર્વોક્ત પ્રકારે જ્યારે તે પ્રતિબન્ધ નિવૃત્ત થઈ ગયો ત્યારે ચતુર્ધા વેણુગીતવર્ણન થયું જ. ઉક્ત ચતુર્ધા વર્ણનમાં वृन्दावनं सखि भुवो वितनोति कीर्तिम् ઇત્યાદિ શ્લોકમાં કાર્યતઃ વેણુગીતનું નિરૂપણ છે, अक्षण्वतां फलमिदं न परं विदामः ઇત્યાદિ શ્લોકમાં કારણતઃ વેણુગીતનું નિરૂપણ છે, કારણ કે વેણુગીતનું કારણ ભગવન્મુખારવિન્દ છે અને તે ભગવન્મુખારવિન્દનું નિરૂપણ એ શ્લોકમાં છે, गोप्यः किमाचरदयं कुशलं स्म वेणु શ્લોકમાં સ્વરૂપત વેણુગીતનું નિરૂપણ છે. અને गा गोपकैरनुवनं नयतोः શ્લોકમાં સ્વરૂપતઃ વેણુગીતનું નિરૂપણ છે. સ્મરવેગે ચિત્તચાંચલ્યવશાત્ શ્રીગોપીજન આ પ્રકારે વિક્ષિપ્તમના થઈ ગયાં, હે નૃપ ! હે પરીક્ષિત ! તું તો ધર્મવાન્ છે, જિતેન્દ્રિય છે, ધીર છે, એતદ્રસાનભિજ્ઞ છે. (૪)

શ્રીગોપીજનથી જે વર્ણન ન થઈ શક્યું તે વર્ણન શ્રીગોપીજનની વર્ણનાશક્તિ જણાવવાને શ્રીશુક સ્વયં જ પઞ્ચમ શ્લોકમાં કરે છે.

बर्हापीडं नटवरवपुः कर्णयोः कर्णिकारं
बिभ्रद् वासः कनककपिशं वैजयन्तीं च मालाम् ।
रन्ध्रान् वेणोरधरसुधया पूरयन् गोपवृन्दै-
र्वृन्दारण्यं स्वपदरमणं प्राविशद् गीतकीर्तिः ॥ ५ ॥

**अक्षरार्थ—બર્હાપીડ નટવરવપુને કર્ણને વિષે કર્ણિકારને કનકકપિશ વસ્ત્રને વૈજયન્તી માલાને ધરતાં અધરસુધાએ વેણુરન્ધ્રને પૂરતાં અને ગોપવૃન્દે ગીતકીર્તિ સ્વરૂપે સ્વપદરમણ વૃન્દાવનમાં પ્રવેશ કર્યો. ૫**

---

૧ પૂર્વમૂર્છિતા તો વર્ણનાશક્તા હતા જ. ૨. અત્ર લેખકાર वा ને સ્થલે च વાચે છે.

**અસઙ્ગતિ.** *અત્ર આ પ્રકારે શઙ્કા ઉદ્ભવે છે. આ પઞ્ચમ बर्हापीड नटवरवपुः कर्णयोः कर्णिकारं શ્લોકનો સમ્બન્ધ જ પૂર્વ તેમ જ ઉત્તર શ્લોક સહ નથી, પૂર્વ ચતુર્થ શ્લોકમાં वर्णयितुं नाशकन्‌થી શ્રીગોપીજનની વર્ણનાશક્તિ કથીને પ્રસ્તુત પઞ્ચમ શ્લોકમાં वृन्दावनं प्राविशत्‌થી વૃન્દાવનપ્રવેશ કથીને અગ્રિમ ષષ્ઠ શ્લોકમાં इतिवेणुरवं श्रुत्वा वर्णयन्त्योमिथोभिरेथી વેણુરવનું શ્રવણ કરીને વર્ણનનો અભિરમ્ભ–આરમ્ભ–કર્યો એમ શ્રીશુક કથે છે, અત્ર મધ્યશ્લોકોક્ત વૃન્દાવનપ્રવેશ નથી પૂર્વશ્લોકોક્ત વર્ણનાશક્તિનુ કાર્ય કે નથી ઉત્તરશ્લોકોક્ત વર્ણનાભિરમ્ભનું કારણ, તેથી મધ્યમાં આ પઞ્ચમ અસમ્બદ્ધ અનન્વિત શ્લોકની સ્પષ્ટા જ કાર્યકારણાભાવરૂપા અસંગતિ છે. અથવા, જો સ્મરવેગ અને તત્કારણ કૃષ્ણચેષ્ટિત-સ્મરણ જ વર્ણનાશક્તિમાં હેતુભૂત છે ત્યારે તો તે સ્મરણ પઞ્ચમ શ્લોકથી અગ્રે પણ આવશ્યક હોવાથી વિદ્યમાન જ છે, તેથી ચતુર્થશ્લોક્ત કૃષ્ણચેષ્ટિતે સ્મરણથી કૃષ્ણવિષયક સ્મરવેગે વર્ણનાશક્તિ તો પઞ્ચમશ્લોકાનન્તર અગ્રે પણ છે જ તથાપિ શ્રીસ્વામિનીજી વર્ણન કરી શક્યાં એમ પણ આ શ્લોકની સ્પષ્ટા જ બાધાત્મિકા અસઙ્ગતિ છે.

**સમાધિ.** ઉક્ત અસઙ્ગતિના સમાધિનો પ્રકાર આ છે. આ અધ્યાયના પ્રથમ શ્લોકમાં न्यविशत् પદથી પ્રવેશમાત્ર કથ્યો પરન્તુ પ્રવેશાનન્તર ઈપ્સિતતમ કર્મનું અથવા ભગવત્કૃત જ કર્મનું–લીલાનું–કથન નથી, તેથી न्यविशत्‌ના કર્મનિશ્ચાયકત્વે આ પ્રકૃત પઞ્ચમ શ્લોકની સંગતિ છે. દ્વિતીય શ્લોકમાં चुकूज वेणुम्‌પદથી વેણુકૂજનનું કથન થયું, તદનન્તર તૃતીય શ્લોકમાં तद् व्रजस्त्रिय आश्रुत्य પદથી શ્રીવ્રજજને તે કૂજનનું શ્રવણ કર્યું એમ અનુવાદ થયો તેથી કૂજનના જ સ્વભાવમાત્રથી શ્રીગોપીજનના ભાવનું ઉદ્દીપન થઈ ગયું એમ પ્રાપ્ત થાય છે, તદનન્તર અગ્રિમ વર્ણનાદિકાર્યાર્થે પ્રિયતમે લીલાવિશિષ્ટસ્વરૂપનું વેણુદ્વારા કૂજનાતિરિક્ત જે ગાન કર્યું તે ગાનનું પણ આશ્રવણ શ્રીગોપીજને કર્યું એમ તૃતીયશ્લોકોક્ત वेणुगीतम् પદથી સ્પષ્ટ જણાય છે તેથી તૃતીયશ્લોકસ્થ आश्रुत्य પદની શ્રોતવ્ય કૂજનના અને વેણુગીતના ભેદથી અર્થાદ્ જ આવૃત્તિ જાણવી, કૂજનનો અને નાદનો આ ભેદ જ आश्रुत्यપદની આવૃત્તિમાં બીજ છે. તેથી શ્રીગોપીજને પ્રથમ પ્રિયતમકૃત કૂજનનું આશ્રવણ કર્યું અને તદનન્તર સ્મરોદય વેણુગીતનું પણ આશ્રવણ કર્યું એમ ફલિત થઈ રહે છે, દ્વિતીય શ્લોકમાં તો जगौ પદ નથી, કેવલ चुकूज પદ જ છે તથાપિ તૃતીય શ્લોકમાં आश्रुत्य वेणुगीतम् પદમાં गीतम् પદ કેમ કથ્યુ એ શઙ્કાનો પણ પરિહાર आश्रुत्य પદની આવૃત્તિથી થઈ જાય છે, તૃતીય શ્લોકમાં तत् પદે પૂર્વશ્લોકસ્થ કૂજનનો અનુવાદ કરીને તદનન્તર आश्रुत्य वेणुगीत स्मरोदयम् એમ વિશેષ કથ્યો તેથી ભગવત્કૃતા દ્વિતીયા ગાનક્રિયા પણ અર્થાપત્તિથી આક્ષિપ્તા જ થઈ રહે છે. પ્રથમ કૂજનક્રિયાથી જે સ્મરોદય થયો તે તો પ્રાસઙ્ગિકમાત્ર છે, પરન્તુ દ્વિતીયા ગાનક્રિયાથી જે સ્મરોદય થયો તે તો વસ્તુતઃ વિશિષ્ટ ઉદ્દેશ જ છે, પ્રસઙ્ગતઃ વેણુકૂજનાનન્તર 'સ્મરોદય થાય' એમ ઉદ્દેશપૂર્વક જ પ્રિયતમે આ દ્વિતીયા ગાનક્રિયા આચરી છે, કૂજનથી ગીત ભિન્ન છે, ગીત તો સ્પષ્ટાર્થક અને રસનિરૂપક હોય છે, તેથી–કૂજન અને ગીત ભિન્ન હોવાથી–ગીતાશ્રવણે લીલાવિશિષ્ટ સ્વરૂપનો શાબ્દ અનુભવ હૃદયમાં થયો, અને તેથી જ ગીતશ્રવણજન્ય લીલાવિશિષ્ટસ્વરૂપના શાબ્દાનુભવાનન્તર પ્રિયતમના ચેષ્ટિતના અનુભવથી કૃષ્ણચેષ્ટિતનું સ્મરણ થયું એમ કથ્યું, કારણ કે સ્મરણકાલે કાંઇ અપરોક્ષ અનુભવ ન હતો, પ્રિયતમચેષ્ટિતસ્મરણાનન્તર શ્રીગોપીજન તાદૃશ સ્વરૂપ વિના રહી જ ન શક્યાં, તેથી તદ્ભાવનાસ્વભાવથી જ તે ચેષ્ટિતનું અનુવર્ણન તેમણે આરમ્ભ્યું એમ તૃતીય શ્લોકની સમાપ્તિમાં કથ્યું. ગુણલીલાવિશિષ્ટ સ્વરૂપનો સર્વાંશે અનુભવ થાય ત્યારે જ આ વર્ણન થઈ શકે, પરન્તુ પ્રકૃત પ્રસઙ્ગમાં તો પ્રિયતમે જે ગાનક્રિયા કરી તે સ્મરોદયને જ ઉદ્દેશીને કરી હતી તેથી, પ્રિયતમે શાબ્દ અનુભવ કરાવ્યો તે અપરોક્ષાનુભૂત્યર્થ નહિ પરન્તુ માત્ર સ્મરણસિદ્ધ્યર્થેજ હતો તેથી, શ્રીગોપીજનને સર્વાત્માએ–સર્વાંશે–પ્રિયતમનો સ્વરૂપાનુભવ ન થયો, અને તેથી જ તેમને વર્ણનાશક્તિ પ્રાપ્ત થઈ[1]. શ્રીગોપીજનની વર્ણનશક્તિ જ ન રહી ત્યારે ચિકીર્ષિતા લીલા પણ સિદ્ધ થઈ શકશે નહિ એમ જોઈને પ્રભુએ એવા તો અપૂર્વ નાદનું પ્રાકટ્ય કર્યું કે જે નાદના શ્રવણે કરીને ગુણલીલાવિશિષ્ટ ઉદ્બુદ્ધરસાત્મકસ્વરૂપનો સર્વેન્દ્રિયમાં[2] પ્રાણમાં અન્તઃકરણમાં અને જીવમાં પણ પૂર્ણ

* આ પ્રકારનો ચિહ્નાઙ્કિતના ગ્રંથનો ભાગ શ્રીપુરુષોત્તમજીના અભિપ્રાયે શ્રીગુસાંઇજીના સ્વતન્ત્ર લેખરૂપને અનુસરે છે.

૧. અત્રપર્યન્ત ચતુર્થશ્લોકોક્તા વર્ણનાશક્તિ વિશદ કરી.

૨. આન્તર સ્મરણમાં પ્રભુપ્રાદુર્ભાવ દેહમાં ન હોવાથી અત્ર દેહનું કથન નથી.

પ્રાદુર્ભાવ થયો, ત્યારે શ્રીગોપીજન તદ્વર્ણન અને અભિતઃ રમણ પણ કરી શક્યાં. પ્રકાર એમ હોવાથી શ્રીશુકે પ્રથમ ચતુર્થ શ્લોકમાં વર્ણનાશક્તિ કહી, પ્રકૃત મધ્ય પઞ્ચમ શ્લોકમાં વર્ણનશક્તિનું કારણ કહ્યું, અને અગ્રિમ ષષ્ઠ શ્લોકમાં ઇતિવેણુરવંપદને ઇતિવિશેષણ સમર્પીને આ નવ્ય પઞ્ચમશ્લોકોક્ત વેણુરવ કાંઇ પૂર્વવત્ કેવલ જ વેણુરવ નથી પરન્તુ સ્વરૂપાત્મક છે એમ સિદ્ધ કરીને વેણુરવનું પૂર્વકૂજનનાદથી વૈચિત્ર્ય પ્રકટ કર્યું. પ્રથમનો વેણુનાદ આવો ન હતો તેથી શ્રીગોપીજન તે વેણુનાદનું શ્રવણ કરીને વર્ણન કરી શક્યાં નહિ. પરન્તુ આ બર્હાપીડશ્લોકોક્ત વેણુરવનું શ્રવણ કરીને તો વર્ણન અને અભિતઃ રમણ પણ કરી શક્યાં, તેથી આ શ્લોકની સંગતિ નિષ્પ્રત્યૂહ સિદ્ધ થઈ, અર્થાત્ આ અધ્યાયના પ્રથમ શ્લોકમાં પ્રવેશમાત્રનું જ કથન છે વિશેષતઃ કર્મનું કથન નથી, તેથી ક્રમનિશ્ચયાત્મક આ પંચમ શ્લોક સુસંગત જ છે. પરંતુ પ્રથમ વેણુકૂજન તદનન્તર કેવલ વેણુનાદ અને સર્વાન્તે ગુણલીલાવિશિષ્ટ ઉદણુદ્રસાત્મકસ્વરૂપનો સર્વેન્દ્રિયાદિમાં આવિર્ભાવક વેણુરવ આ પ્રકારનો ક્રમ પ્રભુએ શા ઉદ્દેશે આદર્યો? તારતમ્યે કૂજનના ગીતના અને રવના વિવિધ રસના ક્રમિક આવિર્ભાવથી મહાન્ રસ નિષ્પન્ન થાય છે તેથી પ્રભુએ આ પ્રકારે ક્રમ આદરીને આ આસ્વાદ્ય રસની દુર્લભતા જણાવી દીધી. પરમકાષ્ઠાપન્ન સ્વતન્ત્ર મહાફલની દિત્સાથી[1] જ પ્રભુએ આ સર્વ કર્યું, અન્યથા[2] શકટાસુરાદિને[3] અજ્ઞાન થયું ત્યારે જેમ તેમની ઉપેક્ષા કરી તેમ અત્ર પણ ઉપેક્ષા જ થાત. આ પ્રસંગમાં અન્ય વક્તવ્યવિશેષ અગ્રિમ વ્યાખ્યાનમાં જ વિશદ થશે. પંચમ શ્લોકની સંગતિમાં બીજનો આવિષ્કાર આ સ્વતન્ત્ર લેખનું પ્રયોજન છે.

**પ્રકારાન્તર.** 'અત્રપર્યન્તની અસંગતિ અને તત્સમાધાન સ્મરવેગેન પદમાં સ્મરનો અર્થ 'કામ' માનીને કર્યું, પરન્તુ તેમ માની લેવાથી આ વર્ણન સર્વાત્મભાવવતી શ્રીસ્વામિનીજીકૃત[4] નથી એમ શંકા રહી જાય તેથી હવે સ્મરનો અર્થ 'સ્મરણ' જ કરવામાં આવે છે, અધિકારિભેદે ઉભયે અર્થ ગ્રાહ્ય જ છે. સ્મરવું-ભાવવું-ઉદ્દીપન કરવું એટલો જ કૂજનનો-અને કેવલ વેણુગીતનો પણ, કારણ કે 'કૂજનને અને કેવલ વેણુગીતને એમ ઉભયને જ 'સ્મરોદય'પદ મૂલમાં સમર્પ્યું છે-ધર્મ સ્મરોદય હોવાથી ભાવોદ્દીપનમાત્રથી જ- નહિ કે ઇન્દ્રિયાદિને વિષે બર્હાપીડશ્લોકોક્ત સ્વરૂપાવિર્ભાવથી-ભાવોદ્દીપન વર્ણનોપક્રમ થતાં જ સ્મરવેગજન્ય ચિત્તચાંચલ્યજનિત ચિત્તવિક્ષેપ પ્રતિબન્ધ કર્યો, અને વર્ણનાશક્તિનું અને સ્મરવેગનું-સ્મરકૃત ચિત્તચાંચલ્યનું-પણ કારણ કૃષ્ણચેષ્ટિતસ્મરણ છે એમ શ્રીશુકે કહ્યું. હવે 'અગ્રે પણ સ્મરવેગ અને તદ્ધેતુભૂત ભગવત્સ્મરણ તો આવશ્યક હોઇને સાર્વદિક જ છે તેથી પૂર્વવત્ અગ્રિમ પણ વર્ણન નહિ જ થઈ શકે' આ શંકાનો પરિહાર કરીને અગ્રિમ વર્ણનમાં ઉપપત્તિ[5] પણ શ્રીશુક આ એક પંચમ શ્લોકે કરીને કહે છે. અત્ર આમ જાણવું શ્રીસામોપનિષદમાં 'સ્મર આકાશથી ભૂયઃ-ઉત્કૃષ્ટ[6] છે, તેથી યદ્યપિ બહુ બેસે તથાપિ સ્મર વિના કોઇનું શ્રવણ ન કરી શકે, મનન ન કરી શકે, વિજ્ઞાન ન કરી શકે, જ્યારે તેઓ સ્મરે ત્યારે શ્રવણ કરી શકે' ઇત્યાદિમાં સ્મરનો વ્યુત્પત્તિસિદ્ધ અર્થ જેમ 'સ્મરણ' થાય છે, તેમ તૃતીય શ્લોકમાં સ્મરવેગેન પદમાં સ્મરનો અર્થ 'સ્મરણ' જ થાય છે, કારણ કે પ્રકૃત પ્રસંગમાં પણ ભગવદ્ભોગ્યસુધાભોગયોગ્યતાસિદ્ધિરૂપ અગ્રિમપ્રયોજનાર્થે શ્રીસ્વામિનીજીનાં મુખારવિન્દને વિષે નિજ અધરસુધાનો સમ્બન્ધ પ્રભુએ અવશ્ય કરાવવાનો જ છે. આ સુધાસમ્બન્ધ કેવલ વર્ણને કરીને જ થઈ શકે, અને વર્ણન તો સુધાસંવલિત નાદના અન્તઃપ્રવેશ વિના થઈ શકે નહિ, નાદનો અન્તઃપ્રવેશ પણ થઈ જાય તથાપિ પૂર્વવત્ કૃષ્ણચેષ્ટિતસ્મરણ થતાં તે વર્ણન જ સમ્ભવે નહિ, તેથી નદીવેગવત્ સ્મરવેગ અપ્રતિબન્ધ્ય છે એમ જણાવવાને જ સ્મરવેગેન પદ કહ્યું, અન્યથા 'કૃષ્ણચેષ્ટિતને સ્મરતાં વર્ણન ન કરી શક્યાં' એટલાથી જ ચરિતાર્થ હોવાથી શ્રીશુક સ્મરવેગેન પદ જ ન કહેત, તેથી નાદપ્રાધાન્યે જ નાદનું સ્મરણ અને નાદના હેતુમાત્ર પ્રભુ છે તેથી જ નાદહેતુત્વમાત્રે પ્રભુનું પણ સ્મરણ થાય-પરન્તુ પ્રભુપ્રાધાન્યે નહિ-ત્યારે જ સર્વસમ્પત્તિ સિદ્ધ થાય એમ પ્રભુએ સ્વયં વિચારીને પ્રથમ જ તાદૃશ નાદપ્રધાન નાદપ્રાકટ્ય ન કર્યું, તથાપિ જ્યારે

---

૧. દાન કરવાની ઇચ્છાથી. ૨. નહિ તો.

૩. પુષ્ટિસ્થપ્રભૂપેક્ષિત અત એવ પુષ્ટિલીલાબાહ્ય શકટાદિને રસાત્મક પુષ્ટિમાર્ગના આચાર્ય માનવાની બુદ્ધિ પણ તાદૃશી જ થાય, ભગવત્કૃપાપાત્રની તો કદાપિ ન જ થાય.

૪. શ્રીગુસાંઇજી સર્વ જ ભગવદ્રસાત્મિકાગોપીજનના અર્થમાં આ પદ પ્રયોજે છે.

૫. યુક્તિ.

૬. કારણ કે સ્મર આકાશનિયામક અને અભ્યધિક છે, ભૂયાન્પદમાં છાન્દસ વિભક્તિલોપથી આ પદ સિદ્ધ થયું જાણવું.

પ્રભુએ વર્ણનાશક્તિ દેખી ત્યારે જ ઉક્તકાર્યાર્થે ઉદ્બુદ્ધપૂર્ણશૃંગારરસાત્મક ઉદ્બોધકાચ્છાદકવિક્ષેપશક્તિમાન્ અત એવ અખિલાંગયુક્ત પણ સ્વરૂપનો અનુભવ[1]–સ્મરણ નહિ જ–અનુભૂયમાન[2] નાદમાં જ, પૃથક્[3] નહિ, થઈ જાય, એવો નાદ પ્રકટ કરીને શુદ્ધિપુષ્ટિસ્થાન વૃન્દાવનમાં પ્રવેશ કર્યો, અને પુષ્ટિમાર્ગાંગીકાર પણ પ્રકટ કર્યો. અનુભૂયમાન નાદને જ વિષે પૃથક્ નહિ, સ્વરૂપનો અનુભવ જ થયો, સ્મરણ નહિ, ભગવદ્વિયુક્તા ભગવદ્વિરહિણી ગાનકર્ત્રી દૂર વ્રજમાં છે, તેથી અત્ર તો જે સ્વરૂપાનુભવ થયો તે પણ નાદદ્વારા જ થયો એમ જાણવું. આ પ્રકારનો સ્વરૂપાત્મક નાદ પ્રકટ કરીને શુદ્ધપુષ્ટિસ્થાનમાં પ્રવેશ કરીને પુષ્ટિમાર્ગાંગીકાર પ્રકટ કરે ત્યારે જ અંશાવતારવત્ સત્ત્વગુણના વ્યવધાનસહિત નહિ પરન્તુ સાક્ષાત્ સંયોગ શ્રીસ્વામિનીજીને વિષે સમ્ભવે જ એ યુક્ત છે, અન્યથા[4] અત્રપર્યન્તની સર્વા જ ભગવત્કૃતિ નિષ્પ્રયોજનિકા થઈ જાય. જેમ વૃન્દાએ અંગીકાર કરીને દુષ્ટનું નિવારણ કર્યું તેમ શ્રીસ્વામિનીજીના અંગીકારથી[5] પણ પ્રભુ કીર્તિદ્વારા સર્વ જ વિશ્વનો દોષ દૂર કરશે તેથી આ પ્રકારે આ લીલા નિર્દુષ્ટા પણ છે એમ જણાવવાને ગીતકીર્તિઃ વિશેષણ આ શ્લોકને અન્તે છે આ પ્રકારે અનુભવથી સ્મરણ નિવૃત્ત થઈ ગયું, તેથી–સ્મરણ નહિ પરન્તુ અનુભવ જ હોવાથી–નિષ્પ્રત્યૂહ સ્વવર્ણન થઈ શક્યું, અને તેથી પૂર્વે ચતુર્થશ્લોકમાં વર્ણનાશક્તિ કથીને આ મધ્ય પંચમ શ્લોકમાં વર્ણનસાધનનું નિરૂપણ કરીને અગ્રિમ ષષ્ઠશ્લોકમાં વર્ણન કર્યું, આથી આ પંચમ શ્લોકમાં વેણુરવના સ્વરૂપનું જ વર્ણન થાય છે, અને તેથી જ *ઇતિવેણુરવમ્* એમ અગ્રિમ ષષ્ઠશ્લોકમાં કહ્યું, તેથી પૂર્વના કૂજનાદિથી આ વેણુરવના સ્વરૂપની વિલક્ષણતા જણાવી. પ્રથમ અશક્તિજનક ભાવોત્પાદક કૂજનનાદમાં તો પ્રાધાન્યે પ્રભુનો જ આન્તર અનુભવ થયો હતો અને નાદનો અનુભવ તો માત્ર ગૌણતાએ જ થયો હતો તેથી તત્ર તો 'સ્મરોદય' પણ થયો હતો, અને આ વર્ણનીય દ્વૈતીયીક અનુભાવક રવમાં તો યદ્યપિ સર્વત્ર જ પ્રભુનો આવિર્ભાવ છે તથાપિ પૂર્વવત્ નાદની ગૌણતા નથી પરન્તુ પ્રધાનતા છે, આ પ્રકારે પ્રથમ નાદથી વિલક્ષણ રવનો સ્વરૂપતઃપરિચય આ દ્વિતીય સ્વતન્ત્ર લેખનું પ્રયોજન છે *

**વ્યાખ્યાન**—વૃન્દાવનપ્રવેશ તો આદ્ય શ્લોકથી જ પ્રાપ્ત થયો છે અને અત્ર તેનો અનુવાદ છે, તેથી સ્વરૂપમાત્ર જ વાક્યાર્થ નથી, પરન્તુ શ્રીગોપીજનને વર્ણનીય સ્વરૂપે અને લીલાએ પણ સહિત વેણુરવ અત્ર 'બર્હાપીડ' શ્લોકમાં મુખ્યતઃ વાક્યાર્થ છે. આદ્ય શ્લોક વૃન્દાવનપ્રવેશ પ્રાપ્ત જ હોવાથી તેના અનુવાદે આ–વર્ણનીય વેણુરવ–જ વાક્યાર્થ છે. વેણુરવ વાક્યાર્થ

**વાક્યાર્થ.**

હોવાથી વેણુરવે પ્રતિપાદ્ય સ્વરૂપ વેણુનાદ અને ક્રીડા પણ પ્રતિપાદ્ય થાય, સ્વરૂપ વેણુનાદ અને ક્રીડા એ ત્રયેનું વર્ણન–પ્રતિપાદન–થાય, અને એ ત્રયેના પરસ્પર સમ્બન્ધમાં પ્રકારવિશેષનું પણ વર્ણન થાય, વેણુનાદ વાચક છે, રૂપ અને ક્રીડા તદ્વાચ્ય છે, નાદનો અને રૂપક્રીડાનો આ પ્રકારે વાચ્યવાચકસમ્બન્ધ છે, તેથી નાદમાં વાચ્યતાસમ્બન્ધે કરીને રૂપ અને ક્રીડા ઉભગે છે, અને તેથી પણ નાદવાચ્ય રૂપનો અને ક્રીડાનો પણ પરસ્પરં સામાનાધિકરણ્યરૂપ સમ્બન્ધ સિદ્ધ થાય છે. નાદે સહિત રૂપનો અને ક્રીડાનો પણ અત્ર અનુભવ કર્યો તેથી અનુભૂયમાનત્વે નાદ રૂપ અને ક્રીડા એ ત્રયેનો પણ પરસ્પર સામાનાધિકરણ્યરૂપ સમ્બન્ધ અર્થાત્ તે ત્રયેનું વેણ્વાધારત્વ પણ સિદ્ધ થઈ રહે છે, આવા વપુને ધરતાં–બહિઃ પ્રકટ કરતાં–વેણુના રન્ધ્રને પૂરતાં વૃન્દાવનમાં પ્રવેશ કર્યો એમ શ્લોકનો સમ્બન્ધ છે, આથી સ્વરૂપનું ગુણનું અને ક્રીડાનું કથન પણ ક્રમશઃ જ થયું. 'વપુને બહિઃ પ્રકટ કરતાં' એ વિભાગથી સ્વરૂપનું 'વેણુના રન્ધ્રને પૂરતાં' એ વિભાગથી ગુણનું અને 'વૃન્દાવનમાં પ્રવેશ કર્યો' એ વિભાગથી ક્રીડાનું એમ ક્રમશઃ જ કથન થયું. અત્રે વેણુ ષટ્ પ્રકારે વર્ણ્ય છે, તેથી તે સર્વ ષડ્ ગુણ વેણુના જ જાણવા.

---

1. અત્ર અનુભવ જ છે સ્મરણ નથી તેથી અત્ર સ્મરનો વેગ પણ નથી, સ્મરનો અર્થ 'કામ' કરવામાં આવે ત્યારે તો અનુભવથી પણ સ્મરવેગ થાય, તેથી 'સ્મર'પદનો વાચ્યાર્થ અત્ર 'કામ' નથી પરન્તુ 'સ્મરણ' જ વસ્તુતઃ છે.
2. વિભ્રતના અને રન્ધ્રાન્ વેણોરધરસુધયા પૂરયન્ના સમભિવ્યાહારથી નાદમાં જ સ્વરૂપની પણ પૂર્તિ સ્પષ્ટ છે
3. જો અનુભવ પૃથક્ થાય તો સ્મરણ બાહ્ય જ થઈ જાય.
4. પૂર્વોક્ત પ્રકારે યોગ્યતાસંપાદન કરી આપ્યા વિના જ ભોગમાં.
5. વિક્રીડિતં વ્રજવધૂભિઃ વાક્ય અત્ર પ્રમાણ છે.

* "શ્રીગોપીજનથી જે વર્ણન ન થઈ શક્યું તે વર્ણન શ્રીગોપીજનની વર્ણનાશક્તિ જણાવવાને શ્રીશુક સ્વયં જ પંચમ શ્લોકમાં કરે છે" ઇત્યાદિમાં જે સંગતિ વિદ્યમાન છે તેના જ ઉદ્ઘાટનાર્થ અને નાદસ્વરૂપપરિચાયનાર્થ અત્રપર્યન્ત શ્રીગુસાંઈજીના સ્વતન્ત્ર લેખકૃપને અનુસરીને વ્યાખ્યાન થયું.

**વર્હાપીડમ.** વર્હનો અર્થ 'મયૂરપિચ્છ' થાય છે, તે જ છે આપીડ 'શિરોભૂષણ' જે વપુનું એવા વપુને અર્થાત્ સુધાપોષક શ્રીઅંગને આ બર્હાપીડાનુકરણ નૃત્યન્મયૂરનું છે, મયૂરમાં રસનો ઉદ્બોધ થાય છે ત્યારે જ ઉદ્બુદ્ધરસ મયૂર નૃત્ય કરે છે, તેથી ભગવાનનો પણ રસ ઉદ્બુદ્ધ છે એમ 'વર્હાપીડ' પદે સૂચિત થાય છે, મુકુટધારણ શોભાધાયક છે તેથી ભૂષણાર્થ તેનુ ધારણ છે, અને આ મુકુટધારણમાં નૃત્યન્મયૂરનું અનુકરણ છે, તેથી ઉદ્બુદ્ધપૂર્ણરસાત્મતાનું પણ સૂચન તદ્દારણથી થાય છે, અર્થાત્ વર્હાપીડ પદથી ભગવાનની શોભાનું અને ઉદ્બુદ્ધરસાત્મતાનું એમ ઉભયનું પણ સૂચન થાય છે. આવા સ્વરૂપનું સ્મરણમાત્ર જ થાય અને સર્વાંશે અનુભવ તો થાય નહિ તેથી આવા સ્વરૂપની સર્વાંશે અનુભવેચ્છા હોવાથી શ્રીગોપીજનનું તથાત્વ-વર્ણનાશકિત-યુક્ત જ છે.

**નટવરવપુઃ.** આ વપુ પણ નટવદ્ અને વરવદ્ એમ દ્વિપ્રકારક છે, કારણ કે રસ પણ દ્વિવિધ છે, ૧ કેવલ, અને ૨ ધર્મસહિત. 'કેવલ' રસ નાટ્યમાં પ્રસિદ્ધ છે, અને 'ધર્મસહિત' રસ સમ્ભોગમાં પ્રસિદ્ધ છે. ભગવાનનું વપુ 'કેવલ' અને 'ધર્મસહિત' એમ ઉભયવિધ છે, તેથી 'નટ'વદ્ અને 'વર' વદ્ પણ 'વપુ' કહ્યું. ઉદ્દીપનાદિસામગ્રીરહિત 'કેવલ' વિપ્રલમ્ભ-વિપ્રયોગશૃંગારરસ-નાટ્યમાં પ્રસિદ્ધ છે, નાટ્યમાં અભિનેતા હસ્તાભિનયે પુષ્પાદિ સામગ્રીનું પ્રદર્શન કરાવી લે છે, તેથી યદ્યપિ તત્ર પુષ્પાદિ સામગ્રી નથી તથાપિ તેમાં-અભિનયમાત્રમાં-જ 'કેવલ' રસની-ઉપલબ્ધિ થાય છે, આ પ્રકારે વિપ્રયોગશૃંગારરસ પુષ્પાદિસામગ્રીરહિત છે તેથી 'કેવલ' કહાય છે, અને સંયોગશૃંગારરસ તો ઉદ્દીપનાદિસામગ્રીસહિત હોય છે તેથી 'ધર્મસહિત' કહાય છે. યદ્યપિ ભગવાનમાં તો વિપ્રલમ્ભરસ પણ અલૌકિક છે અને ભાવ્યમાના માનસી સામગ્રી પણ સત્યરૂપા જ છે, તથાપિ તે સામગ્રીનો પ્રકટ પ્રાદુર્ભાવ નથી, તેથી જ તે રસ 'કેવલ' કહાય છે, ત્યારે તો હવે આવિર્ભૂતસામગ્રીએ વિશિષ્ટ તે સંયોગરસ અને અનાવિર્ભૂતસામગ્ર્યભિન્નસ્વરૂપ તે વિપ્રયોગરસ એમ સંયોગશૃંગારરસનો અને વિપ્રયોગશૃંગારરસનો વિશેષ પણ સિદ્ધ થયો આ જ વિવેકકથન શાસ્ત્રીયપરિભાષામાં કરીએ તો સંયોગરસ સ્વસમાનાધિકરણસ્વપ્રયુક્તક્રિયાવિશિષ્ટ છે, અને વિપ્રયોગરસ સ્વવ્યધિકરણસ્વપ્રયુક્તક્રિયાવિશિષ્ટ છે. ભગવાનનું શ્રીઅંગ તો ઉભયવિધ જ છે, તેથી 'નટ'વદ્ અને 'વર'વદ્ પણ કહ્યું કારણ કે વર પ્રત્યગ્ર-નવ્ય-અનન્યભુક્ત-અનુચ્છિષ્ટ-પદાર્થના ભોક્તા છે. અત્ર આ અભિસન્ધિ છે લૌકિક વિરહમાં પુરુષમાં રસ છે પરન્તુ પુરુષ જ કાંઇ રસસ્વરૂપ નથી, પરન્તુ અલૌકિક હોવાથી ભગવાનમાં તો રસો વૈ સઃ શ્રુતિપ્રમાણથી રસરૂપત્વ જ છે, તેથી પ્રભુ સંયોગાત્મક અને વિપ્રયોગાત્મક પણ છે સંયોગ અને વિપ્રયોગ એ ઉભયે શૃંગારરસની પ્રભુમાં એકકાલાવચ્છિન્ના ભગવદ્વપુઃસ્થિતિ યદ્યપિ શ્રુતિસિદ્ધા છે, યુક્તિગોચર નથી, તથાપિ અત્ર વનસ્થભક્તાસહિતા હોવાથી સંયોગાવસ્થા હોવાથી સંયોગરસાત્મતા અને વ્રજસ્થભક્તથી વિપ્રયોગ હોવાથી વિપ્રયોગરસાત્મતા પણ ઘટી શકે છે, તેથી યુક્તિનો પણ વિરોધ ન રહ્યો. રસનો અને ભગવાનનો અભેદ છે અને ભગવાનનો અને ભગવદ્વપુનો પણ અભેદ છે, તેથી ભગવદ્વપુ પણ ઉભયવિધશૃંગારરસાત્મક જ છે.

**બિભ્રત્.** ભગવાન તો હૃદયમાં પણ વિદ્યમાન છે, તેથી તેટલામાત્રથી હૃદયમાં ભગવાનની સ્થિતિમાત્રથી પણ 'જ્ઞાનિવદ્' જ શ્રીસ્વામિનીજીનું સુખ હશે એ શઙ્કાનું નિરાકરણ કરવાને વપુનું ભરણ-બહિઃપ્રાકટ્યકરણ-પણ કહ્યું, સ્વસ્વરૂપથી અતિરિક્ત વપુ જ નથી તેથી 'વપુર્બિભ્રત્ પદે જે વપુઃપ્રાકટ્ય કહ્યું તે અસઙ્ગત છે' એમ જ્ઞાનમાર્ગીય શઙ્કાનું, પણ હવે સમાધાન થઈ ગયું, જ્ઞાનીને હૃદયમાં જ સુખ થાય છે. અને શ્રીગોપીજનનો અર્થે તો સ્વરૂપનું વપુરૂપે પ્રાકટ્ય પણ પ્રભુ કરે છે. પૂર્વોક્ત પ્રકારે ભગવદ્વપુ ઉદ્બુદ્ધદ્વિવિધરસાત્મક છે એમ સિદ્ધ થયું છે, રસ ભાવાત્મક છે, અને અન્યત્ર નિજ પ્રિયાથી વ્યતિરિક્તામાં-તે ભાવાત્મક રસનું પ્રાકટ્ય જ નથી તેથી યદ્યપિ રસ અમૂર્ત-મૂર્તિરહિત-આકૃતિરહિત-છે એમ લોકમાં પ્રસિદ્ધ છે, તથાપિ વપુ ધરે છે ત્યારે તો નિજ સ્વરૂપનું પ્રાકટ્ય બહિઃ પણ કરે છે, તેમ પ્રભુએ પણ નિજ મૂર્ત સ્વરૂપનું બહિઃપ્રાકટ્ય કરતાં વૃન્દાવનમાં પ્રવેશ કર્યો. વેદ શબ્દાત્મત્વે અમૂર્ત છે એમ લોકમાં પ્રસિદ્ધ છે તથાપિ વેદા યથા મૂર્તિધરાસ્ત્રિપૃષ્ઠે વાક્યમાં જણાવ્યું છે કે ત્રિપૃષ્ઠમાં વેદ મૂર્તિધર-સાર્વદિકશબ્દબ્રહ્માત્મકમૂર્તિપ્રાકટ્યવાન્-છે, તેમ અમૂર્ત પણ બ્રહ્મ સાકાર જ છે. તેથી સાર્વદિક-નિત્ય-જ રસાત્મક વપુનું પ્રાકટ્ય વૃન્દાવનમાં કર્યું. જ્ઞાનિવદ્ હૃદયમાં જ પ્રાકટ્ય હોય તો ભોગ કેવલ મનથી જ

થાય, અને બહિઃપ્રાકટ્યમાં તો સર્વે ઇન્દ્રિયે ભોગ થઈ શકે છે. જ્ઞાનીથી ભક્તના ભોગમાં પણ આ પ્રકારનો વિશેષ હોવાથી યદ્યપિ ભગવાન્ ચક્ષુરાદિના વિષય નથી તથાપિ પ્રિય પદાર્થ મનોમાત્રનો જ વિષય રહે ત્યારે તો સુખને સ્થાને દુઃખ થાય છે તેથી, પ્રિય પદાર્થની મનોમાત્રવિષયતા દુઃખદ છે એમ સહૃદયાનુભવસિદ્ધ છે, તેથી, સર્વેન્દ્રિયે ભોગેચ્છુ ભક્તને અર્થે નિજ સ્વરૂપનું શ્રીઅંગરૂપે બહિઃપ્રાકટ્ય પણ કરીને વૃન્દાવનમાં પ્રવેશ કર્યો. ભગવાન્ જ વપુ એમ જ્ઞાનમાર્ગીય પ્રક્રિયા નહિ, પરન્તુ ભગવાને ભક્તસુખાર્થ આધેયરસથી ભિન્ન આધાર વપુનું બહિઃપ્રાકટ્ય પણ કર્યું એમ ભક્તિમાર્ગીય જ પ્રક્રિયા અત્ર આદરવી.

**बिभ्रतुं द्वितीय व्याख्यान.** * વપુર્ભરણનું બહિઃપ્રકટનનું અન્ય પણ તાત્પર્ય છે. જેમ પાત્રસ્થ રસનું પાન કરાવવાને ઉદ્યત પુરુષ તે પાત્રને નિજ હસ્તમાં ધરે છે તેમ સ્વરૂપાત્મક રસનું દાન શ્રીસ્વામિનીજીને કરાવવાને પ્રભુ ઉદ્યત છે એમ એતાદૃશ વપૂરૂપપ્રાકટ્યે જણાય છે એમ જણાવવાને 'વપુર્બિભ્રત્' કહ્યું જણાય છે. આવા બર્હાપીડ વપુઃસ્વરૂપનું બહિઃપ્રાકટ્ય કરીને સ્વરૂપાત્મક રસનું દાન શ્રીસ્વામિનીજીને કરવાને પ્રભુ ઉદ્યત થઈ ગયા છે એમ જણાવવાને શ્રીશુકે નટવરવપુર્બિભ્રત્ એમ કથન કર્યું પાત્રભરણરૂપકારણથી રસદાનકાર્યનું અનુમાન થાય છે તેમ અત્ર વપુઃપ્રાકટ્યરૂપ કારણથી ભક્તરસદાનરૂપ કાર્યનું અનુમાન થાય છે, તેથી બિભ્રત્પદનો અર્થ કામરસદાનના કારણત્વધર્મસામ્યે કરીને 'પ્રાકટ્ય કરતાં' થાય છે. દૃષ્ટાન્તમાં જેમ પાત્ર તેમ દાર્ષ્ટાન્તિકમાં ધર્મિસ્વરૂપ ભગવાન્, દૃષ્ટાન્તમાં જેમ પાત્રસ્થ રસ તેમ દાર્ષ્ટાન્તિકમાં શ્રીગોપીજનને વિષે સ્થાપનીય ભાવાત્મક ભગવદ્રૂપ આનન્દ, જે આનન્દનું નિરૂપણ અગ્રિમ વ્યાખ્યાનમાં ' ह्रीभावो गूढः पुष्टिमार्गे तत्त्वम् 'થી થશે, અને દૃષ્ટાન્તમાં જેમ ભરણ તેમ દાર્ષ્ટાન્તિકમાં ધર્મિસ્વરૂપવપુનું બહિઃપ્રાકટ્ય. દૃષ્ટાન્તમાં બિભ્રત્પદમાંના 'ભરણ'નો અર્થ 'ધારણ' હોવાથી કર્તા અને કર્મ ભિન્ન છે, પરન્તુ દાર્ષ્ટાન્તિકમાં તો 'ભરણ'નો અર્થ 'પ્રાકટ્ય' હોવાથી तदात्मानं स्वयमकुरुतवत् સ્વરૂપ જ કર્તા અને સ્વરૂપ જ કર્મ પણ થાય છે. પ્રથમ પણ પ્રાકટ્ય તો હતું જ પરન્તુ તે માત્ર હૃદયમાં જ હતું તેથી વર્ણનાશક્તિ કથી હતી પરન્તુ હવે તો ચતુષ્ટયીમાં-સર્વ ઇન્દ્રિયમાં પ્રાણમાં અન્તઃકરણમાં અને જીવમાં-પણ પ્રાકટ્ય છે તેથી બિભ્રત્પદથી જ અગ્રિમા વર્ણનાશક્તિનું સૂચન થઈ જાય છે.*

**प्रकारान्तरे वाक्यान्वय.** +અત્રપર્યન્તના શ્લોકાન્વયથી 'નટ'વદ્ અને 'વર'વદ્ વપુને પ્રકટ કરતાં ભગવાને વૃન્દાવનમાં પ્રવેશ કર્યો એમ અર્થ પ્રાપ્ત થાય છે, તેથી ભગવાનની અને વપુની પૃથક્તાનો ભાસ થાય છે, આ ક્લેશ પણ નિવૃત્ત કરવાને ' નટવરવપુએ વૃન્દાવનમાં પ્રવેશ કર્યો ' એમ જ અન્વય કરવો, નટવદ્ અને વરવદ્વપુ જેમનું એમ કથનથી વપુનું સ્વરૂપથી ભિન્નત્વ પ્રસક્ત થાય તેના નિરાકરણાર્થે 'વપૂરૂપ' કહ્યું, આધેયરૂપ પ્રભુ જ ભક્તાર્થે આધારરૂપ થયા, અર્થાદ્ નટવરવદ્ વપુ જેમનું એવા ભગવાને નહિ-પરન્તુ નટવર વપૂરૂપે જ-નટવરરૂપ વપુઃસ્વરૂપે જ-વૃન્દાવનપ્રવેશ કર્યો એમ ફલિત થતાં સ્વરૂપનો અને વપુનો ક્લિષ્ટ ભેદાભાસ પણ નિવૃત્ત થઈ ગયો, હવે 'બર્હાપીડ'ને 'કર્ણિકાર'ને 'વસ્ત્ર'ને અને 'માલા'ને ધરતા નટવરવપુએ વૃન્દાવનમાં પ્રવેશ કર્યો એમ સમ્બન્ધ-અન્વય-યોજનાથી બર્હાપીડ કર્ણિકાર વસ્ત્ર અને માલા એ ચતુષ્ટય જ બિભ્રત્નું કર્મ રહ્યું અને શત્રન્ત-વર્તમાનકૃદન્ત વિશેષણ-બિભ્રત્નું વિશેષ્ય શ્લોકસ્થ જ નટવરવપુઃ થઈ ગયું +

**कर्णयोःकर्णिकारम्.** 'કર્ણ'દ્વયને વિષે છે 'કર્ણિકાર' કુસુમ જેને એવું નટવરવપુઃ, અથવા कर्णयोःकर्णिकारं કર્ણદ્વયને વિષે કર્ણિકારને બિભ્રત-ધરતું-નટવરવપુઃ, અથવા ધારણકર્તા ભગવાન્ પ્રથમ પક્ષમાં कर्णयोःकर्णिकारम्, સસમ્બન્ધબહુવ્રીહિ યથો. કર્ણિકારકુસુમ શૃંગારરસનું ઉદ્બોધક છે, સંયોગ અને વિપ્રયોગ એમ શૃંગારરસ દ્વિવિધ છે, અને પ્રભુના કર્ણદ્વય તે ઉભયે રસનું પ્રતિપાદન કરે છે, સંયોગમાં પ્રિયાના તે તે વચનના શ્રવણથી અને વિપ્રયોગમાં પ્રિયાકૃત ગુણના શ્રવણથી ઉભયે કર્ણ ઉભયવિધ શૃંગારરસના અનુભાવક છે. આ ઉભયશૃંગારરસપ્રતિપાદક કર્ણને કર્ણિકારનો સમ્બન્ધ થાય છે, તેથી પૂર્વનિરૂપિત રસ ઉચ્છલિત થાય છે, ઉભયશૃંગારરસાનુભાવક કર્ણને વિષે શૃંગારરસોદ્બોધક કર્ણિકારના સ્થાપને રસોદ્બોધથી પૂર્વનિરૂપિત સ્વરૂપાત્મક રસ ભગવાનમાં ઉચ્છલિત થાય છે, અને તેથી ભગવત્સ્વરૂપમાં જ અવયવવિભાગાદિસમ્પત્તિ પણ થાય છે

---

* શ્રીમત્પ્રભુચરણના તૃતીય સ્વતન્ત્ર લેખનું અનુસરણ આ છે.

+ આ ચિહ્નનો મધ્યનું વ્યાખ્યાન શ્રીમત્પ્રભુચરણના ચતુર્થ સ્વતન્ત્ર લેખને અનુસરે છે.

તાદૃશ-સાકાર-નટવરવપુરવયવવિકારાદિમાન્ આલમ્બનરૂપ-રસ ગુપ્ત હોય તો જ રસત્વને પ્રાપ્ત કરે છે.

**विभ्रद् वासः कनककपिशम्.**

કટાક્ષાદ્યનુભાવરૂપ રસ તો પ્રકટ હોય તથાપિ બાધ નહિ, પરન્તુ આ તો આલમ્બનરૂપ જ રસ છે અને આ આલમ્બનરસ જ પ્રકટ થઈ જાય તો રસાભાસજનક થઈ ને રસપોષકમાત્ર જ થાય પરન્તુ રસત્વને પ્રાપ્ત કરે નહિ, તેથી, આલમ્બનગુપ્તત્વ જ રસનું રસત્વ સંરક્ષે છે તેથી, 'કનકકપિશ' પીતામ્બર ધર્યું છે. રસના આવશ્યક આચ્છાદનાર્થ આ કનકવત્ કપિશ પીત-કેસરિ-વસ્ત્ર કટિસ્થ જાણવું. રસ ઉદ્બુદ્ધ થયો એમ શ્રીગોપીજનને જ્ઞાન થાય તો તે પ્રસંગે સર્વે શ્રીસ્વામિનીજી પ્રભુનાં વસ્ત્રને પણ ન ગણે તેથી વસ્ત્રને 'કનક'વત્ કેસરિ કથીને વસ્ત્ર કેસરિકનકતુલ્ય વ્યામોહક છે એમ નિરૂપણ કર્યું. રસનો ઉદ્બોધ થયો એમ શ્રીગોપીજનને જ્ઞાન થાય તો સમયવિશેષે તેમ થયું પણ હતું તેથી અધુના પણ રસત્વસાધક વસ્ત્રને ન ગણીને શ્રીગોપીજન તે જ પ્રકટ રસાભાસ આલમ્બનનું વર્ણન કરે અને શ્લોકદ્વયે કરીને સંયોગવિપ્રયોગરસદ્વયનું વર્ણન કરે નહિ, તેમ ન થાય તેથી પ્રભુએ કટિસ્થ કનકતુલ્ય કેસરિ પીતામ્બરે કરીને શ્રીગોપીજનમાં વ્યામોહ કર્યો. રસના ઉદ્બોધે કરીને જ અત્યન્તાર્તિથી ભગવદ્વસ્ત્ર પીતામ્બરની પણ ગણના ન કરીને શ્રીગોપીજન શ્રીઅંગનું જ સમ્યગ્ અવલોકન કરી લે ત્યારે, તો રસ પ્રકટ થઈ જવાથી રસાભાસ થાય તેથી રસગોપનાર્થ-રસાચ્છાદનાર્થ-પ્રભુએ કનકકપિશ કેસરિ વ્યામોહક પીતામ્બર ધર્યું. અત્ર વસ્ત્રની કનકકપિશતા માયા છે એ પાંચરાત્રસિદ્ધાન્ત પણ સમ્મત જ છે. કનકરૂપ ધનનું મોહજનકત્વ શાસ્ત્રસિદ્ધ છે, તેથી વસ્ત્રની કનકતુલ્યા કપિશતા કથીને શાસ્ત્રસમ્મતિપૂર્વક વસ્ત્રનો કેસરી વર્ણ પણ મોહજનક છે એમ સૂચન કર્યું. પ્રભુએ કેસરિ મોહજનક-વ્યામોહક-પીતામ્બર ધર્યું છે, તેથી શ્રીગોપીજન શ્રીઅંગનું સમ્યગ્ અવલોકન કરી શક્યાં નહિ, ભગવત્સાક્ષાત્કારમાં જવનિકાવદ્ જ માયા સ્થિતિ કરે છે, પ્રકૃત પ્રસંગમાં પણ આચ્છાદિકા માયા જવનિકાવદ્ રસાચ્છાદિકા જ થઈ એમ સૂચન કરવાને પીતામ્બર વ્યામોહકકનકતુલ્ય છે એમ નિરૂપણ કર્યું જવનિકાવત્ પીતામ્બર ભગવત્સ્વરૂપૈકદેશકટિમાત્રનું ગોપન-આચ્છાદન-કરે છે, તેથી કનકકપિશ કેસરિ પીતામ્બરનું આચ્છાદક માયાત્વ સિદ્ધ થાય છે. કનકકપિશ પીતામ્બર અથવા પીતામ્બરની કનકકપિશતા રસાચ્છાદિકા માયા છે, તેથી યત્ર વસ્ત્રની નિજ આકૃતિનું પણ સમ્યગ્ અવલોકન થઈ શક્યું નહિ તત્ર તાદૃશ વસ્ત્રે કરીને આચ્છન્ન આલમ્બનરસનું ઉદ્ઘાટન તો શ્રીગોપીજન કવી રીતિએ કરી શકે? પ્રભુએ કયી આકૃતિનું વસ્ત્ર ધર્યું છે તે પણ કનકકપિશતાવશાત્ યત્ર યથાર્થ જાણી શકાતું નથી તત્ર તાદૃશવસ્ત્રાચ્છન્ન આલમ્બનરસનું જ્ઞાન શ્રીગોપીજનને ક્યાંથી જ થઈ શકે? તાદ્દ્વારા કટિસ્થ કેસરિ આવરણ પીતામ્બરના જ અનુભવમાં ભગવદિચ્છાથી એવો કોઈક અનિર્વચનીય મદ પ્રકટ થઈ ગયો, જેથી પીતામ્બરાન્તઃસ્થિત આલમ્બનાદિનો વિચારમાત્ર પણ શ્રીગોપીજનથી ન થઈ શક્યો એમ विभ्रद् वासः कनककपिशम्નો નિર્ગલિત અર્થ છે.

**वैजयन्तीञ्च मालाम्.**

કનકકપિશ પીતામ્બરથી પણ અધિકાચ્છાદિકા 'વૈજયન્તી માલા' છે વિક્ષેપ પણ વસ્તુના યાથાત્મ્ય-જ્ઞાનનું આચ્છાદન કરે છે, તેથી અત્ર પીતામ્બરથી પણ અધિકાચ્છાદિકા-વિક્ષેપિકા-માલા કથી, અન્યથા 'અને રૂપમાં વિક્ષેપક પણ નિરૂપ્યું' એમ અગ્રે કથન સમ્ભવે નહિ. ભગવત્સ્વરૂપમાં આ વિક્ષેપકત્વ અધુના જ અગ્રે સ્પષ્ટ થશે. વૈજયન્તી કીર્તિમયી માલા છે વૈનો અર્થ 'નિશ્ચયે કરીને' થાય છે, અને जयन्तीનો અર્થ 'જયકર્ત્રી' થાય છે, તેથી 'વૈજયન્તી'નો યૌગિક અર્થ 'સર્વજયપ્રકાશિકા' થાય છે. પ્રભુ સાક્ષાન્મન્મથમન્મથ છે, અર્થાત્ પ્રભુનું સ્વરૂપલાવણ્ય આધિદૈવિક પણ મન્મથનો પરાજય કરે છે અને નયન કમલાદિનો પરાજય કરે છે, આ પ્રકારે 'વૈજયન્તી' સર્વજયપ્રકાશિકા છે. મૂલમાં 'माला' પદ છે, તેથી વનમાલાનું પણ ધારણ કર્યું છે એમ જાણવું, અર્થાત્ 'કીર્તિમયી સર્વજય-પ્રકાશિકા વૈજયન્તીને અને વનમાલાને ધારણ કરતું નટવરસ્વરૂપ વા ભગવાન્ જ' એમ અર્થ થાય છે. અત્ર વૈજયન્તીમાલા નવરત્નમયી રત્નખચિતા નહિ પરન્તુ પુષ્પમયી જ છે, એથી આભાસમાં वनमालां वैजयन्तीं च એમ 'વનમાલા' પદ કથ્યું વિશેષ आपादलम्बिनी माला वनमाला प्रकीर्तिता એ પ્રકારે વૈજયન્તીનું પુષ્પમયીત્વ ઉત્તરાર્ધમાં બલદેવની તીર્થયાત્રાના પ્રસંગમાં वैजयन्तीं ददुर्मालां श्रीधामाम्लानपङ्कजाम् એ પ્રકારે મૂલમાં અને શ્રીસુબોધિનીજીમાં પણ સ્પષ્ટ છે, તેથી પુષ્પમયી જ 'વૈજયન્તી માલા' સ્વીકારતાં કોઈ પણ વિરોધ રહેતો નથી. રૂપે અને ક્રીડાએ સહિત જ વેણુનાદ વાક્યાર્થ હોવાથી અત્રપર્યન્ત વશીકારક રૂપલીલાત્મક વેણુનાદનું પ્રતિપાદન કરીને તે 'બર્હાપીડ' રૂપમાં જ રસદ્વય*રસોદ્બોધ આચ્છાદક અને વિક્ષેપક એમ પઞ્ચનું નિરૂપણ કર્યું. હવે रन्ध्रान् वेणोः ઇત્યાદિ ઉત્તરાર્ધે નામલીલારૂપ વેણુનાદનું નિરૂપણ શ્રીશુક કરે છે.

**रन्ध्रान् वेणोरधरसुधया पूरयन्।**

रन्ध्रान् वेणोः ઇત્યાદિએ નામલીલારૂપ વેણુનાદને નિરૂપે છે. વેણુના રન્ધ્ર-છિદ્ર-સપ્ત છે, તેથી તે સપ્ત રન્ધ્ર ષડ્ગુણોએ સહિત ધર્મીના અનુભાવક છે, અર્થાત્ વેણુરન્ધ્રની સપ્ત સંખ્યાના તાત્પર્યે કરીને પણ વેણુનાદને વિષે ષડ્ગુણોએ સહિત ધર્મિસ્વરૂપનું સ્થાપન જ્ઞાપિત થાય છે. વેણુના સપ્ત રન્ધ્રોને અધરસુધાએ કરીને પૂરે છે, સુધા દેવભોગ્યા ભગવદ્ભોગ્યા અને સર્વભોગ્યા એમ ત્રિવિધા છે, પ્રસ્તુતા-અધરસુધા-તો આ ત્રિવિધા સુધામાં સર્વોત્કૃષ્ટા છે એમ પ્રતિપાદન કરવાને સુધાનું ત્રૈવિધ્ય કહ્યું. મૂલમાં સુધયાપદ એકવચનમાં છે, તેથી અન્ય સુધાદ્વયનું પણ સ્વરૂપ પ્રસઙ્ગતઃ નિરૂપણીય જ, અને તેથી સુધાના ત્રૈવિધ્યનું વિવરણ કર્યું, દેવ શબ્દ दिवु ક્રીડાર્થમાંથી નિષ્પન્ન થયો છે, તેથી દિવે-ક્રીડે-તે દેવ, અને તે દેવોએ ભોગ્યા જે સુધા તે દેવભોગ્યા સુધા, અર્થાત્ સચ્ચિદાદિને વિષે સ્થાપિતા મુખ્યાંશભૂતા ધર્મભૂતા જે સુધા અથવા દિવ્યરૂપાદિમાં સ્થિતા જે સુધા તે દેવભોગ્યા સુધા, મુખ્યલીલામાં ભગવાને ભોગ્યા જે સુધા અર્થાત્ પૂર્વદલાત્મકસ્વરૂપભૂત જે સંયોગાનન્દ તે ભગવદ્ભોગ્યા સુધા, અને મુખદ્વારા સર્વેએ પણ અભોગ્યા શ્રોત્રૈકપેયા જે સુધા અર્થાત્ ઉત્તરદલાત્મકસ્વરૂપભૂત વિપ્રયોગાનન્દ તે સર્વભોગ્યા સુધા. તત્ર-સુધાત્રૈવિધ્યમાં-પણ હેતુ અધરસુધયાપદે કહે છે, આ અધરસુધા લોભાત્મક અધરને વિષે સ્થાપિતા છે, તેથી લોભાત્મક અધર ત્રિવેક કરીને યથાયોગ્ય સુધાદાન કરે છે, અને તેથી સુધાનું ત્રૈવિધ્ય ઉપપન્ન છે. મુખદ્વારા તે સુધાનો ભોગ થઈ શકતો નથી, તત્ર કારણ કહે છે કે તેનો-સર્વભોગ્યા અધરસુધાનો-સાક્ષાદ્ અનુભવ ઉચ્છિષ્ટે કરીને સમ્ભવતો નથી, શ્રોત્રદ્વારા જ હૃદયમાં ઉત્તરદલાત્મક સ્વરૂપ પ્રથમ અનુભવાય છે તદનન્તર વર્ણનપ્રસ્તાવમાં મુખદ્વારા તે સ્વરૂપનું નિર્ગમન થાય છે એમ રસમર્યાદા છે, તેથી વર્ણનપ્રસ્તાવમાં સ્વરૂપનું નિર્ગમન મુખમાંથી થતું હોવાથી મુખ ઉચ્છિષ્ટ છે, અને એવા ઉચ્છિષ્ટ મુખે કરીને તે અધરસુધાનો સાક્ષાદ્ અનુભવ સમ્ભવતો નથી. યદ્યપિ અન્યના મુખમાંથી નિર્ગત સ્વરૂપનું શ્રવણ થાય છે, તથાપિ તે મુખ તો અનુભવમાં જે કરણ છે તે તો પરમ્પરામાત્રે જ છે, અનુભવમાં સાક્ષાત્ કરણ તો અન્યમુખ નહિ પરન્તુ સ્વશ્રોત્ર જ છે, તેથી અનુભવમાં સાક્ષાત્ કરણ અન્યમુખ નહિ પરન્તુ સ્વશ્રોત્ર જ હોવાથી પારમ્પર્યાનુભવ ન કહેતાં અત્ર 'સાક્ષાદ્' જ અનુભવ કહ્યો. આથી તે-સર્વભોગ્યા ઉત્તરદલાત્મિકા સુધા-શ્રોત્રૈકપેયા જ છે, તે સુધાનું પાન જો મુખદ્વારા શક્ય હોય ત્યારે તો તે સુધા પૂર્વદલાત્મિકા થઈ જાય, અને તેથી-તે સુધા તો શ્રોત્રૈકપેયા હોવાથી-જ 'न सम्भवति' કહીને 'શ્રોત્રપેયૈવ'માં एवपद કહ્યું, અથવા ભગવત્કર્તૃક ભોગ થયા વિના તે અધરસુધાનો સાક્ષાદ્ અનુભવ જ સમ્ભવતો નથી, અને તેથી ફલપ્રકરણમાં ભક્તનિષ્ઠ સુધાનું પાન ભગવાન્ પ્રથમ કરશે અને ભગવત્કૃતભક્તનિષ્ઠસુધાપાનાનન્તર રસાધિક્ય-પુમ્ભાવ-પ્રાપ્ત થતાં પુમ્ભાવાપન્ન તે ભક્તો સાક્ષાદ્ ઉચ્છિષ્ટે ભગવત્સુધાનો ભોગ કરશે, આથી-સાક્ષાદ્ ઉચ્છિષ્ટે ભક્તકૃત ભગવત્સુધાભોગ તો ભગવત્કૃત ભક્તસુધાભોગથી પૂર્વે નહિ સમ્ભવતો હોવાથી-તે સર્વભોગ્યા સુધા શ્રોત્રપેયા જ છે, કારણ કે પ્રકૃત પ્રકરણ તો કાંઇ ફલપ્રકરણ નથી પરન્તુ કેવલ પ્રમેયપ્રકરણ છે, તેથી આ પ્રકરણમાં વ્રજભક્તો કાંઇ ભગવત્નિકટ સાક્ષાત્ સ્થિત નથી, અને તેથી આ પ્રમેયપ્રકરણમાં તો તે ભક્તોને જે અધરસુધાપ્રાપ્તિ છે તે વેણુદ્વારા જ છે, અને તેથી આ પ્રકરણમાં તો સર્વભોગ્યા અધરસુધા પણ કેવલશ્રોત્રપેયા જ છે, સુધા વેણુનાદસમ્બદ્ધા છે, અને નાદ શ્રોત્રમાત્રગ્રાહ્ય છે, તેથી વેણુનાદસમ્બદ્ધા સુધા પણ શ્રોત્રમાત્રપેયા જ છે, અને તેથી એમ નિષ્પન્ન થયું કે યદ્યપિ સંયોગાવસ્થામાં તો અધરસુધા સાક્ષાત્પેયા છે જ તથાપિ વિપ્રયોગાવસ્થામાં તો તે અધરસુધા પણ શ્રોત્રૈકપેયા જ રહે છે, કિઞ્ચ ભગવદ્ભોગ્યાધિદૈવિકશ્રીપ્રભૃતિ ભક્તોને જ આ સુધાનો સાક્ષાદ્ ભોગ છે, અન્ય સરિત્સરોલતાવૃક્ષમૃગીગોપમેઘાદિને તો તાદૃશ-ભગવદ્ભોગ્યાધિદૈવિક-શ્રીપ્રભૃતિ જ નહિ હોવાથી વેણુનાદદ્વારા શ્રોત્રમાત્રે જ પાન છે, તેથી આ સુધા સર્વેએ શ્રોત્રમાત્રે જ પેયા છે. આથી-સર્વને સાક્ષાત્ પાન નહિ હોવાથી-સુધાત્રૈવિધ્યનિરૂપણપ્રસઙ્ગમાં જે સર્વભોગ્યત્વ નિરૂપ્યું હતું તે સમર્થાયું. તે સુધા સર્વને ભગવદીયત્વ સમ્પાદિત કરી આપે છે, સર્વભોગ્યા અને દેવભોગ્યા પણ સુધા ભોગ્યદેહેન્દ્રિયાદિને અને દેવને યથાક્રમ ભગવદીયત્વ સમ્પાદિત કરી આપે છે. તે અધરસુધા આનન્દ જ છે, આનન્દરૂપા જ છે, સર્વાંશે જ સુઆનન્દ થાય એ અર્થે તે સુધાનું સર્વાંશે પ્રાકટ્ય દ્રવીભૂતત્વે-વિરસાવયવત્વે-થાય છે, તે અધરસુધા બ્રહ્માનન્દથી પણ અધિક આનન્દસારભૂતા છે, આનન્દ જે ભગવાન્ તે ભગવાનની પણ સારભૂતા છે, અથવા તો સુધા આનન્દમાં-ભાગ્યનવિયોગાવસ્થામાં-જ પ્રકટ છે, દ્રવીભૂતા છે,

બ્રહ્માનન્દથી પણ અધિકા છે, આનન્દની પણ સારભૂતા છે, 'आनन्दो ब्रह्मेति व्यजानात्' 'तस्माद् वा एतस्माद् विज्ञानमयादन्योन्तर आत्मानन्दमयः' ઇત્યાદિ અનેકા શ્રુતિમાં પુરુષોત્તમ આનન્દરૂપ અને આનન્દમય છે એમ નિરૂપણ છે તત્ર આ વિવેક છે, સંયોગાવસ્થામાં પુરુષોત્તમ સર્વસામગ્રીસહિત હોવાથી અને સર્વસામગ્રી પણ આનન્દરૂપા હોવાથી ભગવાન્ આનન્દમય છે, પરન્તુ વિપ્રયોગાવસ્થામાં સર્વા જ સામગ્રી ભગવદ્ભેદે સ્થિતા હોવાથી પુરુષોત્તમ આનન્દરૂપ છે, અને તેથી એમ નિષ્પન્ન થયું કે સમ્પ્રતિ વ્રજસ્થિતગોપિકા ભગવદ્વિયુક્તા હોવાથી વ્રજસ્થિતગોપિકાના જે વિપ્રયોગાત્મક રસાત્મક ભગવાન્ આનન્દપદવાચ્ય છે તે આનન્દને વિષે જ તે સુધા પ્રકટી છે, વ્રજસ્થિતગોપિકા દૂરસ્થિતા હોવાથી તે પ્રકટા સુધા નાદદ્વારા જ–નહિ કે સાક્ષાત્–પેયા છે.

આથી જ તે સુધા દ્રવીભૂતા–વિરલાવયવા–છે, આનન્દરૂપ ભગવદવયવસમ્બન્ધી ભોગ્ય પદાર્થોમાં પણ સારભૂતા છે, તે સુધા કોઇ પણ પ્રકારે સાધનતાને પ્રાપ્ત થતી નથી, સાધન થતી નથી, એથી નાદબ્રહ્મમાં તે સુધાને યોજવાને નાદોત્પત્તિસ્થાનવેણુમાં અને તત્ર પણ વેણુરન્ધ્રમાં પૂરી, કારણ કે તે સુધા અમૂર્તા–વિરલાવયવા–છે, અર્થાત્ તે સુધાની સ્થિતિ લોભરૂપ અધરમાં હોવાથી કોઇ પણ સ્થલે તે સુધા સ્વતઃ ગમન જ કરતી નથી, એથી ભગવાને જ તે સુધાને વેણુરન્ધ્રમાં યોજી, 'वेणु वादयन्' એતાવન્માત્રે જ ચારિતાર્થ્ય સતે પણ મુખમાં અધરસુધયા પૂરયન્ કહ્યું તેનું આ સર્વ તાત્પર્ય, યદ્વા 'સર્વ જ ભગવદવયવસમ્બન્ધિભોગ્યપદાર્થ 'સાર' હોવાથી તત્ર સારાસારવિવેક-કથન અયોગ્ય હોવાથી आनन्दसारभूताकथन કયે પ્રકારે સમ્ભવે' એમ શઙ્કા થાય તો સ્વયં જ 'સાર'ત્વનું વ્યાખ્યાન કરે છે કે તે સુધા કોઇ પણ પ્રકારે સાધનતાને પ્રાપ્ત થતી નથી, અર્થાત્ અન્ય ભગવત્સમ્બન્ધિ-ભોગ્યપદાર્થમાં સાધનત્વ અને ફલત્વ ઉભયે છે–જેમ કે ભગવાનનો શ્રીહસ્ત ભક્તાશ્લેષનમાં આનન્દસાધન છે પરન્તુ ભક્તના સ્પર્શમાં ફલરૂપ છે–પરન્તુ અધરસુધામાં કાંઇ તેમ સાધનત્વ અને ફલત્વ ઉભયે નથી પરન્તુ

સદાસર્વદા કેવલફલત્વ જ છે, કારણ કે અધરસુધા કોઇ પણ અન્ય ફલનું સાધન નથી, યદ્યપિ 'મુખને પણ સ્વભોગયોગ્ય કરે છે' એ અગ્રિમોક્તિએ તે સુધા પણ સાક્ષાદ્ભોગયોગ્યતામાં સાધન છે તથાપિ તત્ર પણ શ્રોત્રપેયા જ અધરસુધા સાધન છે અને તત્ર પણ સ્વપ્રાપ્તિમાં જ–નહિ કે ઇતરત્ર–સાધન છે, સાક્ષાદુચ્છિષ્ટરીતિએ ભોગ્યા જે અધરસુધા છે તે તો કેવલ ફલ જ છે, આ જ સારત્વ, કારણ કે ભોગ્યાવસ્થાપન્ન નહિ પરન્તુ ભોક્તૃત્વાવસ્થાપન્ન શ્રીગોપીજનને જ આ અધરસુધા લભ્યા છે. વેણો.પદ અસમસ્ત–પૃથક્–છે, તેથી નિશ્ચિત થાય છે કે તે સુધા વેણુનો પણ સાક્ષાત્ સ્પર્શ કરતી નથી, રન્ધ્રાન્પદ દ્વિતીયાન્ત હોવાથી રન્ધ્ર–વેણુનો અન્તર્વર્તી આકાશ–'પૂરણ'ક્રિયામાં ઈપ્સિતતમ કર્મ છે એમ કહ્યું, અને તેથી રન્ધ્રદ્વારા પરમ્પરાએ તો સુધાનો સ્પર્શવેણુને સમ્ભવે જ છે તથાપિ સુધા વેણુનો સાક્ષાત્ સ્પર્શ કરતી નથી એમ ફલિત થાય છે, જે પદનો સમાસ કરવામાં આવે તે પદ પૃથક્ ન રહે પરન્તુ એકપદ થઇ જાય, યત્ર પદ પૃથક્ તત્ર તે પદોનો વાચ્ય અર્થ પણ પૃથગ્ જ, તેથી યદ્યપિ વેણુના રન્ધ્રદ્વારા પરમ્પરાએ તો વેણુને સુધાસ્પર્શ છે જ તથાપિ વેણુને સુધાનો સાક્ષાત્ સ્પર્શ નથી એમ સુનિશ્ચિત થઇ રહે છે, અસમસ્ત પદ પૃથક્ અને અસમસ્ત પદનો અર્થ પણ પૃથક્, તેથી તે સુધા વેણુના મધ્યમાં પણ નથી, અને તેથી જ્યારે વેણુનાદદ્વારા સુધા ગમન કરે છે ત્યારે નાદનો સમ્બન્ધ કરીને જ તે સુધા પણ બહિર્ગમન કરે છે, તેથી કર્ણદ્વારા હૃદયમાં પ્રવિષ્ટા સુધા વર્ણનસમયે જ્યારે મુખનો સમાગમ કરે છે ત્યારે મુખને પણ સ્વભોગયોગ્ય કરે છે, અર્થાત્ ભગવદ્ભોગ્યસુધારૂપ જે સુધાસ્વરૂપ તે સુધાસ્વરૂપનો ભોગ મુખને થાય એ પ્રકારે મુખને ભોગયોગ્ય કરે છે, અધરસુધા તો નાદસમ્બદ્ધા જ અને નાદનું–શબ્દનું–ગ્રહણ કેવલ શ્રોત્રે કરીને જ થાય છે, તેથી નાદસમ્બદ્ધા અધરસુધાનો પ્રવેશ શ્રોત્રદ્વારા જ –નહિ કે મુખદ્વારા–થાય છે, અને તે જ પ્રકારે વર્ણનસમયે પણ અધરસુધાનો જે સમાગમ ભોગયોગ્ય મુખને થાય છે તે સમાગમ પણ નાદસમ્બદ્ધા અધરસુધાનો જ થાય છે, અને અત્ર હેત્વન્તરરૂપ વિશેષ પણ કહે છે કે તત્ર પણ યત્રપર્યન્ત રસના પૂરે કરીને તે પણ સુધાંશનો અન્તઃપ્રવેશ થતો નથી તત્રપર્યન્ત પણ મુખને સાક્ષાત્ તદ્ભોગયોગ્યતા પ્રાપ્ત થતી નથી, આ પણ એક વિશેષ છે, અત એવ એતદર્થં રસપૂરે કરીને તદન્તઃપ્રવેશાર્થં જ વર્ણન, અત્ર આ અભિસન્ધિ છે. વેણુનાદ રસાત્મક છે, રસાત્મક વેણુનાદનો પ્રવેશ કર્ણદ્વારા હૃદયમાં ધારાવત્ થાય છે, કર્ણદ્વારા હૃદયમાં ધારાવત્ પ્રવિષ્ટ રસાત્મક વેણુનાદ જ ભગવદીયનાં સર્વ ઇન્દ્રિયને વિષે વિવિધ રસભાવે નિર્ઝરે જલપ્રવાહવત્ પુષ્ટ રસપૂરરૂપ થઇ જાય છે અને પુષ્ટરસરૂપપૂરે કરીને સમાનશીલવ્યસન-

ભક્તજનકૃતપરસ્પરતાદૃસ્વરૂપવર્ણનરૂપે બહિઃ પ્રકટ થાય છે, રસાત્મક વેણુનાદ શ્રોત્રદ્વારા હૃદયમાં ધારાવત્ પ્રવિષ્ટ થાય, ભગવદીયના સર્વેન્દ્રિયવિષયક વિવિધરસભાવે તે પુષ્ટ રસપૂરરૂપ થાય, અને તદનન્તર સમાનશીલવ્યસન-ભક્તકૃતપરસ્પરતદ્વર્ણનરૂપે તે બહિઃ પ્રકટ થાય એ સાર્વત્રિક જ છે. અને તત્ર ભક્તહૃદયસ્થિત અધરરસ ભગવાનના મુખસ્થ-મુખ્ય-અધરરસનો અંશ જ હોવાથી સર્વ શ્રીગોપીજનના હૃદયમાં સ્થિત તે અધરરસ વા મુખ્યાધરરસાંશ પર્યાપ્ત-ક્રમે-જ્યારે સર્વ શ્રીગોપીજનના હૃદયમાં પ્રવિષ્ટ થાય ત્યારે અનિર્વચનીય ઉત્કટ-પ્રચુર-ભાવોદયે કરીને તે સુધાના સાક્ષાદ્ અનુભવની યોગ્યતા થતી હોવાથી યત્રપર્યન્ત ઉક્તરીતિએ તે અંશ અન્તઃપ્રવિષ્ટ ન થાય તત્રપર્યન્ત પણ સાક્ષાત્ તદ્ભોગયોગ્યતા ન જ થાય. અત એવ રસપૂરે કરીને તદંશપ્રવેશાર્થં જ વર્ણન, રસપૂરે તદંશ પ્રવિષ્ટ થયે ભક્તમુખ ભગવદધરસુધાના સાક્ષાદ્ભોગને યોગ્ય થાય એ જ સમાનશીલવ્યસન ભક્તોમાં પરસ્પર વર્ણનનું પ્રયોજન છે, વર્ણને કરીને સુધાભોગને યોગ્ય મુખમાં જ્યારે તે રસનો પ્રવેશ થાય ત્યારે જ નિરોધ-આસક્તિરૂપ નિરોધ-સિદ્ધ થાય છે, તત્ત્વદીપનિબન્ધમાં એમ કથન છે કે 'આ પ્રકૃત પ્રમેયપ્રકરણે કરીને પ્રેમાનન્તરભાવિની આસક્તિની પ્રાપ્તિ થાય છે.' તેથી અત્ર આ પ્રમેયપ્રકરણની સમાપ્તિમાં આસક્તિરૂપ નિરોધ સિદ્ધ થયો એમ આશય છે. આથી યત્કિઞ્ચિત્ પણ રસપ્રવેશ વિના આસક્તિરૂપ પણ નિરોધ જ સિદ્ધ થતો નથી તેથી, (૧) ગોપને વિષે (૨) ભોગ્યગોપીભિન્ના ગોપીને વિષે અને (૩) સર્વને જ વિષે-એમ 'દેવ'પદવાચ્યગવાદિત્રયેને વિષે-જે સુધાભોગ છે તે સુધાભોગ ભોગ્યગોપીના સુધાભોગની અપેક્ષાએ સ્વલ્પતર છે, અર્થાત તે ત્રિતયનો નિરોધ પણ ભોગ્યગોપીજનના નિરોધની અપેક્ષાએ અતિસ્વલ્પ જ છે, અને તેથી સુધાભોગે નિષ્પન્ન નિરોધનું પ્રાચુર્ય તો કેવલ ભોગ્યા ગોપીને જ છે અને ગોપાદિ ત્રિતયને તો સુધાભોગરૂપ નિરોધ અતિસ્વલ્પમાત્ર છે એમ સિદ્ધ થયું. આથી જ શ્રીમદ્ભાગવતશાસ્ત્રમાં અષ્ટમી નિરોધલીલાનું નિરૂપણ પણ દશમસ્કન્ધમાં નવમસ્કન્ધીયા સપ્તમી ભક્તિલીલાથી અનન્તર થયું, વિહિતશાસ્ત્રીયભક્તિમાનને પણ આ રસ ફલત્વે પ્રાર્થનીયમાત્ર જ રહે છે-નહિ કે વિહિતભક્તિએ કાંઇ આ ફલરૂપ રસ પણ પ્રાપ્ત જ થઈ જાય છે-તેથી નવમસ્કન્ધમાં સોમસૂર્યવંશસમ્બન્ધિની સપ્તમીલીલાના-ભક્તિના-નિરૂપણથી અનન્તર નિરોધનું નિરૂપણ અત્ર-દશમસ્કન્ધમાં-અષ્ટમીલીલાત્વે થયું. ભક્તિસ્કન્ધાનન્તર નિરોધસ્કન્ધનું તાત્પર્યાન્તર એ પણ છે કે ભગવત્સૃષ્ટ્યુત્પન્ન ભક્તોના ભક્તિરસભોગનું પર્યવસાન ભગવદધરસુધાના સાક્ષાદ્ ભોગમાં જ છે, અર્થાદ્ જો ભક્તને ભગવદધરસુધાનો સાક્ષાદ્ભોગ પ્રાપ્ત જ ન થાય ત્યારે તો સૃષ્ટિમાં ભક્તની ઉત્પત્તિ જ વ્યર્થા, આથી કરીને ભક્તાતિરિક્ત જીવોનાં જન્મનું વૈયર્થ્ય તો કૈમુત્યન્યાયે જ 'નૈષ્કર્મ્યમપ્યચ્યુતભાવ' ઇત્યાદિ વાક્યે શ્રીમદ્ભાગવતમાં જ્ઞાપિત કર્યું. 'આ પ્રકારે દશમસ્કન્ધીયા અષ્ટમી લીલાએ જ જ્યારે નિરોધ સિદ્ધ થયો અને તે નિરોધે કરીને જ ભગવાને કરાવેલો સુધાનુભવ પણ જ્યારે સિદ્ધ જ થઈ ગયો ત્યારે હવે ફલ તો સિદ્ધ જ થઈ ગયું અને તેથી એકાદશદ્વાદશસ્કન્ધીય મુક્ત્યાશ્રયરૂપ અગ્રિમલીલાદ્વય વ્યર્થ જ' એમ જો શઙ્કા થાય તો તે અગ્રિમલીલાદ્વયનું તાત્પર્ય કહે છે કે એતદનન્તર-નિરોધલીલાનન્તર-વિમોચન અને સ્વાશ્રયપ્રાપ્તિ એ લીલાદ્વયનું જે નિરૂપણ અગ્રિમ સ્કન્ધદ્વયે છે તે તો પ્રત્યાપત્તિ-પૂર્વભાવસમ્પાદનરૂપ-છે, ફલ તો નિરોધ જ, નહિ કે મુક્તિ વા આશ્રય, કારણ કે લીલાર્થં સૃષ્ટ જે મુક્ત જીવો સામ્પ્રતિ ભગવદન્તઃકરણમાં જ સ્થિત છે તેમના પ્રતિ પરમ અનુગ્રહથી નિત્યલીલામધ્યપાતી ભક્તોએ સહ આ રસનો અનુભવ તેમને પણ કરાવીને પુનઃ પૂર્વભાવસમ્પાદન કરાવવો એ જ 'પ્રત્યાપત્તિ'પદનો અર્થ છે, આથી એમ નિષ્પન્ન થયું કે 'મુક્તિર્હિત્વાન્યથારૂપં સ્વરૂપેણ વ્યવસ્થિતિઃ' મુક્તિલક્ષણે કરીને 'મુક્તિ'નો અર્થ 'અન્યથા રૂપનો ત્યાગપૂર્વક સ્વરૂપે કરીને વ્યવસ્થિતિ' હોવાથી લીલાર્થં સૃષ્ટ જીવોનું લીલોપયોગિત્વરૂપે જ વ્યવસ્થાન' જ 'મુક્તિ' હોવાથી ભગવદન્તઃસ્થિતિત્વરૂપમુક્તત્વભાવમાંથી મોચન એકાદશ સ્કન્ધનો અર્થ છે, અને ભાગવત વાક્ય-પ્રામાણ્યે જેમાંથી સૃષ્ટિસ્થિતિપ્રલય થાય અને જણાય તે 'આશ્રય,' અથવા આધિભૌતિકાદિરૂપત્રયવેત્તા 'આશ્રય,' અને તેવા આશ્રય તો ભગવાન્ જ છે, તેથી લીલાનુભાવનરૂપ મોચનથી અનન્તર પુનઃ ભક્તોની જે ભગવદ્રૂપતા તે 'આશ્રય' વા 'પ્રત્યાપત્તિ' દ્વાદશસ્કન્ધનો અર્થ છે, અને તેથી ન રહ્યું એકાદશદ્વાદશસ્કન્ધદ્વયનું વૈયર્થ્ય, ન રહી નિરોધના પરમફલત્વની હાનિ, અને ન રહ્યું મુક્તિના અને આશ્રયના લક્ષણવાક્યમાં કોઇ પણ પ્રકારે વૈરૂપ્ય, કે ન પ્રસક્તા થઈ લક્ષણા. લોકમાં આ રસ પ્રકટ કર્યાનું તાત્પર્ય કહતાં આવશ્યકત્વ પણ નિરૂપે છે કે અન્યથા સૃષ્ટિ જ વ્યર્થા થાય, આ જ રસ-નહિ કે મોક્ષ-પરમપુરુષાર્થ હોવાથી સૃષ્ટિમાં કોઇ પણ સ્થળે આ

રસ પ્રકટ કર્યાથી જ સૃષ્ટિનું સાર્થકત્વ, આ રસનું તાત્પર્ય પરમપુરુષાર્થ છે, અને પરમપુરુષાર્થ રસનું પ્રકટન સૃષ્ટિમાં કોઇ પણ સ્થલે સૃષ્ટિના સાર્થકત્વાર્થે આવશ્યક પણ છે, અન્યથા–આવશ્યક પણ એતદ્રસપ્રકટન જો સૃષ્ટિમાં કોઇ પણ સ્થલે ન જ કરવામાં આવે ત્યારે તો–પ્રાણુસમ્બન્ધરહિતદેહસૃષ્ટિવદ્ લીલાસૃષ્ટિ જ વ્યર્થ થઇ જાય. 'જો આ રસની પ્રાપ્તિ ન થાય તો જ્યારે સૃષ્ટિનું વૈયર્થ્ય જ પ્રસક્ત થાય ત્યારે તો લીલાસૃષ્ટિમાં સર્વને જ આ ભોગ કેમ દશ્યમાન થતો નથી?' એમ શઙ્કા થાય તો તેનો પરિહાર કરીને તે ભોગનું દુર્લભત્વ પણ કહે છે કે પરન્તુ ૧૯મા અધ્યાયમાં ઉક્ત પૂર્વે વસનદાને કરીને જ્યારે બ્રહ્માનન્દભાવ થાય અને તત્ર પણ ૨૫મા અધ્યાયમાં ઉક્ત પ્રવેશકૃત સ્ત્રીત્વ–બ્રહ્માનન્દભાવાત્મત્વથી અનન્તર શબ્દબ્રહ્મકૃત પૂર્વભાવસમ્પાદને અધિદૈવક્રીડાયોગ્ય પૂર્વસિદ્ધપ્રસાદરૂપ-શક્તિપ્રવેશે કૃત આધિદૈવિક[1] રૂપ–સમ્પન્ન થાય ત્યારે જ બ્રહ્માનન્દરૂપા નાયિકા [2]લક્ષ્મીવદ્ આ નિરોધફલરૂપ મુખ્ય રસંભોગ ઉચ્છિષ્ટરીતિએ સમ્ભવે છે, અત્ર પણ ધર્મદ્વયસમ્પાદને કરીને લક્ષ્મીતુલ્યત્વસમ્પાદનથી રસભોગમાં સામ્ય છે.

'જો એમ જ પરિસ્થિતિ હોય ત્યારે તો બ્રહ્માનન્દની પ્રાપ્તિ જ નહિ હોવાથી મહિષ્યાદિનો ભોગ સિદ્ધ ન થાય' એમ શઙ્કા થાય તો પરિહરે છે કે અને ક્રમે કરીને લક્ષ્મ્યંશ મહિષ્યાદિને પણ રસભોગ સમ્ભવે છે, અર્થાત્ લક્ષ્મ્યંશમહિષ્યાદિને પણ કોઇક પ્રકારે બ્રહ્માનન્દાનન્તર રસભોગ સમ્ભવે જ છે, આથી–મુક્તાશ્રયાત્મકલીલાદય તો કેવલ પ્રસાપત્તિ હોવાથી–ફલિત થયું કે નિરોધ મહાફલ છે, નિરોધનું ફલ મહત્ છે. નિરોધના મહાફલત્વમાં ગમક કહે છે કે એથી જ અત્ર પ્રકરણને અન્તે સ્ત્રીઓનું નિરૂપણ છે, નિરોધ જ મહાફલ છે અને તે ફલ સ્ત્રીઓમાં જ સ્વરૂપાત્મકત્વે સિદ્ધ છે તેથી જ આ તામસપ્રકરણની અને તદવાન્તરપ્રમેયપ્રકરણની પણ સમાપ્તિમાં સ્ત્રીઓનું નિરૂપણ છે. ભગવદ્ભોગથી અનન્તર જ ભગવાન્ ભોગ્ય થાય છે, ભગવત્કર્તૃક ભોગથી અનન્તર રસાધિક્યે કરીને ભગવાનમાં સ્ત્રીભાવ પ્રકટ થાય ત્યારે ભગવાન્ ભોગ્ય થાય છે, અર્થાત્ ભગવદ્ભોગ્યસુધાભોગસમ્પન્ના પુમ્ભાવાપન્ના ભોગકર્ત્રી શ્રીગોપિકા ભગવત્કર્મક ભોગ કરે છે, આથી જ શુક પણ મુખ્યતાએ સ્ત્રીઓનું જ વર્ણન કરે છે, સ્ત્રીભાવાપન્ન ભોગ્ય ભગવાનનો ભોગ પુમ્ભાવાપન્ના ભોક્ત્રી શ્રીગોપિકા કરે છે તેથી શુક પણ સ્ત્રીઓનું જ માહાત્મ્યવર્ણન અત્ર મુખ્યત. કરે છે. અગ્નિકુમારોનું પણ સ્ત્રીત્વ આથી–પૂર્વોક્ત પુમ્ભાવાપન્ન ગોપીજનના માહાત્મ્યથી–જ, કારણકે પુરુષ ભોગ્ય જ નથી, ભગવત્કર્તૃક ભોગ પુરુષમાં સમ્ભવતો નથી અને અનુપદોક્ત મર્યાદાએ ભગવત્કર્મક પણ ભોગ પુરુષમાં સમ્ભવતો નથી, તેથી જ અગ્નિકુમારોનું પણ સ્ત્રીત્વ. પુરુષ નથી અન્યોપભોગ્ય કે નથી સ્વોપભોગ્ય, પુરુષ ભોક્તા હોવાથી નથી સ્ત્રીભોગ્ય–આ વિચાર શ્રીમદ્ભાગવતાર્થપ્રકરણના તૃતીયસ્કન્ધનિબન્ધમાં થઇ ગયલો છે અને તે અત્ર પણ સમ્મત છે–કે પુરુષ નથી પુરુષાન્તરે–અન્ય પુરુષે–પણ ભોગ્ય. 'પરન્તુ જ્યારે આ પ્રકારે નિરોધ જ સિદ્ધ થયે મહાફલની–મુખ્યરસભોગની–પ્રાપ્તિ થયલી જ છે ત્યારે ભ્રમરગીતમાં વક્ષ્યમાણ જ્ઞાનોપદેશલીલાનો પ્રયાસ શો અર્થે?' એમ શઙ્કા થાય તો પરિહર છે કે પરન્તુ પાન જ્ઞાનપૂર્વક થાય ત્યારે મહાન્ રસ આસ્વાદિત થાય છે, તેથી અથવા મુખ્યપ્રાપણાર્થ જ અને દુઃખદૂરીકરણાર્થ અગ્રે–ભ્રમરગીતમાં–ભગવાનનો જ્ઞાનોપદેશનિર્બન્ધ છે, જે રસનું પાન શ્રીગોપિકાને સિદ્ધ જ છે તે રસનું પણ જ્યારે સ્વરૂપજ્ઞાન થાય ત્યારે રસાસ્વાદ પણ તેમને મહાન્ થાય તેથી ભગવાન્ ભ્રમરગીતપ્રસ્તાવમાં શ્રીમદુદ્ધવદ્વારા શ્રીગોપીજનને જ્ઞાનોપદેશનો પણ નિર્બન્ધ–આગ્રહ–કરે છે, અથવા તો મુખ્ય અવતારી પુરુષોત્તમની–નહિ કે અવતારમાત્રની જ–પ્રાપ્તિ કરાવવાને ભગવાન્ સાગ્રહ જ્ઞાનોપદેશ કરે છે, અને આ શ્રીગોપીજનને અપેક્ષિત પણ તે જ પુરુષોત્તમ છે, તેથી તે મુખ્ય–પુરુષોત્તમ–જ શ્રીગોપીજનના આત્મા છે એમ જ્યારે ઉદ્ધવદ્વારા શ્રીગોપીજનને જ્ઞાનોપદેશ થાય ત્યારે તે મુખ્ય–પુરુષોત્તમ–પ્રાપિત થાય અને વિપ્રયોગમાં દુઃખ દૂર કરવું એ પણ તત્ર જ્ઞાનોપદેશનિર્બન્ધ છે. આથી જ ૧૯ મા અધ્યાયમાં–આધિદૈવિકી સ્ત્રીને–કાત્યાયનીને–પ્રાર્થશે, અત્ર મહાફલ નિરોધભોગમાં સ્ત્રીઓની જ યોગ્યતા છે તેથી જ અગ્રિમ જ અધ્યાયમાં અધિદેવની–ભગવાનની–સમ્બન્ધિની પ્રસાદરૂપા સ્ત્રીને–અથવા કુમારિકાની જ આધિદૈવિકરૂપા સ્ત્રીને–પ્રાર્થશે. આથી જ રૂપે વશ કરીને અધરામૃતનું પાન કરાવતા ભગવાન્ સ્વચ્છન્દતાસમ્પત્તિ

---

૧. લક્ષ્મીસમાન શોભિયદ્દ પ્રાપ્ત થાય ત્યારે. ૨. અત્ર 'લક્ષ્મી'નો અર્થ 'સાક્ષાત્પુરુષોત્તમની સ્વરૂપાત્મક આલમ્બન' નહિ કે મળસ્થા મુખ્યા સ્વરૂપાનુગ થાય છે, કારણ કે સ્થિતિપણીઓમાં અત્ર શબ્દવાનામૂનો અર્થ 'મહિષીઓ' કર્યો છે, અને પતિત્વે અમારા પતિ થાઓ એમ કુમારિકાઓ પ્રાર્થે છે, તેથી લક્ષ્મીનું જ સામ્ય અત્ર વાતવ્ય છે એમ આશય છે, અને તેથી 'વિશાહિતાત્યાપે કમલ થશે' એમ ૧૯મા અધ્યાયમાં કહ્યો.

કરાવે છે, ભોગ્ય ભક્તમાં ભોક્તૃત્વસમ્પાદન કરાવે છે, મુખ્ય જ રસનું દાન કરવાની ઇચ્છા ભગવાનને છે તેથી 'બર્હાપીડં નટવરવપુઃ' ઇત્યાદિશ્લોકાર્થે પ્રોક્ત સુધાસંવલિતવેણુરવના રૂપે કરીને શ્રીગોપીજનને વશ કરીને અધરામૃતપાન કરાવતા ભગવાન્ વૃન્દાવનમાં પ્રવેશ કરીને 'ક્ષિપ્યતિ કામપિ' ઇત્યાદિપ્રકારક નિજસ્વચ્છન્દતાસમ્પાદન કરે છે, જે સ્વચ્છન્દતા નન્દાલય શ્રીમદ્ગોકુલમાં સમ્ભવતી જ નથી.

**ગોપવૃન્દૈર્વૃન્દારણ્યં સ્વપદરમણં પ્રાવિશદ્ ગીતકીર્તિઃ।**

ગોપવૃન્દૈઃઇત્યાદિ સપાદચરણે એ સ્વચ્છન્દતાનું જ નિરૂપણ કરે છે કે ગોપવૃન્દનો સદ્ભાવ કરીને વૃન્દાના-સ્રીના-અરણ્યમાં પ્રવેશ કર્યો, અત્ર પરોક્ષ પણ અર્થ છે જ, સ્રીના અરણ્યમાં અર્થાત સ્રીજાતિના-વનમાં-સ્રીસઙ્ગમમાં પ્રવેશ કર્યો, તત્ર સ્રીવનમાં પ્રવેશે-આવેશે-ભગવત્કર્તૃક-ભોગકર્તૃત્વરૂપ પુમ્ભાવાત્મક સ્વાચ્છન્દ્ય શ્રીગોપીજનને સિદ્ધ થયું, પ્રથમ ગોપવૃન્દોને લઈને શ્રીમદ્વૃન્દાવનમાં સ્થિતિ કરી અને પશ્ચાત્-તદનન્તર-પૂર્વોક્તાર્થક શ્રીમદ્વૃન્દાવનમાં-સ્રીસઙ્ગમરૂપવનમાં-પ્રવેશ કર્યો. **પ્રાવિશત્**માં જે **પ્ર** ઉપસર્ગ છે તેનો જ અર્થ આ 'સ્વચ્છન્દતા,' સર્વ જ શ્રીગોકુલકાર્ય સમાપીને સ્વચ્છન્દતા સમ્પાદીને શ્રીમદ્વૃન્દાવનમાં ગોપવૃન્દે સહિત પ્રભુએ પ્રવેશ કર્યો, જેથી સ્વચ્છન્દતામાં અપેક્ષિતા નિર્ભયતા પણ સમ્પાદાય, પૂર્વે આથી જ કહાઈ ગયું છે કે 'શક્તિઓના નિર્ભયત્વાર્થે આ દેવ-ગોપ-સાક્ષી છે.' ગોપવૃન્દોને પણ વૃન્દાવનમાં સાથે જ લીધા છે, અન્યથા કોઇક વ્યાસઙ્ગ પ્રાપ્ત થતાં તે કાર્યને અધીન થઈ જતાં સમ્પાદિતા પણ સ્વચ્છન્દતા નિર્વહી શકે નહિ, આ અન્યથાનુપપત્તિએ ગોપવૃન્દૈઃપદનું સાર્થક્ય સિદ્ધ થયું 'પરન્તુ ભગવત્પ્રાકટ્ય તો 'તથા પરમહંસાનાં' 'યદા યદા હિ ધર્મસ્ય' ઇત્યાદિ વાક્યે ભક્ત્યાદિને અર્થે કહાયલું છે અને તે ભક્ત્યાદિનું તો જગત્માં સ્થાપન અદ્યાવધિ થયું જ નથી ત્યારે કૃતકાર્યતા કયે પ્રકારે'? પરોક્ષ અર્થમાં જગત્પદનો અર્થ 'સ્રીસઙ્ગ' અને ભક્તિપદનો અર્થ 'ભાવોદ્બોધ' થાય છે, અર્થાદ્ 'જગદ્રૂપ સ્રીસઙ્ગમાં અપેક્ષિત ભક્ત્યાત્મક ભાવોદ્બોધ તો અદ્યાવધિ થયો જ નથી ત્યારે કૃતકાર્યતા-તાદૃશી લીલા-કયે પ્રકારે?' આ શઙ્કાનો પરિહાર **સ્વપદરમણ**મઇત્યાદિ પદે કરે છે, સ્વપદનું-સ્વચરણનું-યત્ર રમણ છે એવા વૃન્દાવનમાં પ્રવેશ કર્યો, અને તેથી ચરણચિહ્નનાં દર્શને પૂર્વસમ્ભોગના સ્મરણથી તેમનો ભાવ ઉદ્બુદ્ધ થઈ જશે, ભગવત્કર્તૃક ભોગમાં શ્રીગોપીજનનાં શ્રીઅઙ્ગોપરિ વિવિધ પ્રકારે શ્રીચરણકમલ સ્થાપીને-પ્રધરાવીને-ભાવોદ્બોધ કરાવીને તેમને વિષે શ્રીગોપીજનકર્તૃક ભોગરૂપ સ્વાચ્છન્દ્ય સમ્પાદ્યું, ચરણમાં પણ નાના-વિવિધ-પ્રકાર છે એમ જ્ઞાપન કરવાને સ્વપદાનાંપદ બહુવચનમાં ધર્યું છે, આથી એમ નિષ્પન્ન થયું કે 'ગોપવૃન્દૈઃ સહ સ્થિતઃ'પર્યન્ત પૂર્વસ્થિતિ કથી, પશ્ચાદ્ યત્ર સ્વપદનું રમણ છે તાદૃશ શ્રીગોપીજનાઙ્ગસઙ્ગ કરીને તત્ર શ્રીગોપીજનમાં પુમ્ભાવરૂપ સ્વાચ્છન્દ્યના સમ્પાદનને અર્થે અત્ર પ્રવેશ-આવેશ-કર્યો, શ્રીગોપીજનમાં નિજ આવેશ કરીને શ્રીગોપીજનને વિષે પૂર્વોક્ત સ્વાચ્છન્દ્ય સમ્પાદ્યું, આથી જ નાયિકામાં પુમ્ભાવાવેશ થાય ત્યારે તેમને-નાયિકાને-સ્વાચ્છન્દ્ય થાય એમ રસશાસ્ત્ર કથે છે, આ જ આશયે પૂર્વે વૃન્દાવનપ્રવેશનું તાદૃશીલીલાત્વ કથ્યું. આ પ્રકારે પૂર્ણરસાનુભવાનન્તર તેમણે કીર્તિનું પણ ગાન કર્યું, અને તેથી ગાને કરીને રસસ્થૈર્ય પણ નિરૂપ્યું. વસ્તુતઃ તો અત્ર સ્થલત્રયમાં પ્રવેશ છે, કારણ કે 'વૃન્દારણ્યં પ્રાવિશત્'પદના કથને (૧) વૃન્દાવનમાં (૨) વનસ્થિત ભક્તવૃન્દમાં અને (૩) વ્રજસ્થિતવ્રજસુન્દરીનાં પણ મનમાં એમ ત્રિવિધ પ્રવેશ છે, તત્ર વૃન્દાવનભૂમિને ભગવચ્ચરણસમ્બન્ધે આર્દ્રત્વથી ચરણાઙ્કિતત્વે સ્વપદરમણત્વ છે, વનસ્થિતભક્તવૃન્દને રમણસમયે હૃદયમાં ચરણસ્થિતિએ સ્વપદરમણત્વ છે, અને વ્રજસ્થિતભક્તોનાં મનમાં આવિર્ભાવપ્રસઙ્ગ ચરણના પણ આવિર્ભાવથી સ્વપદરમણત્વ છે. ધર્મનું સ્થાપન કરવાને ગોપવૃન્દૈઃપદ કથ્યું, શ્રીમદ્વૃન્દાવનપ્રવેશમાં ગોપવૃન્દને પણ સાથે જ લીધા છે તેથી ગોપવૃન્દસાહિત્યે ગોચારણરૂપ ધર્મનું સ્થાપન થયું, વનસ્થિત ભક્તવૃન્દને વિષે પ્રવેશપક્ષમાં વનસ્થિતભક્તોમાં ગોપવૃન્દસાહિત્યે ગોચારણરૂપ ધર્મનું સ્થાપન થયું, વનસ્થિત ભક્તવૃન્દને વિષે પ્રવેશપક્ષમાં વનસ્થિતભક્તોમાં

[Note: duplicate check]

કર્યું. અર્થાત્ વનસ્થામાં પુરુષાર્થત્રય-અર્થકામગાન-વ્રજસ્થિતામાં એક મોક્ષ, અને ગોપમાં એક દાસ્ય સ્થાપિત કર્યું એમ વિભાગે (૩+૧+૧) પુરુષાર્થપઞ્ચકસ્થાપન જાણવું, અથવા અવશિષ્ટપદે અર્થકામમોક્ષનું ગ્રહણ કરવું, કારણ કે સ્વપદરમણપદે ભક્તિનું અને ગોપવૃન્દૈઃપદે ધર્મનું કથન તો થઈ જ ગયું છે, અને અવશિષ્ટ જે અર્થકામમોક્ષ તે પુરુષાર્થત્રયનું કથન ગીતકીર્તિઃપદે કર્યું, વ્રજસ્થિતા સુન્દરીએ ગીતા છે કીર્તિ જેમની એ અર્થમાં ગુણગાન વ્રજસ્થા સુન્દરીનો અર્થરૂપ પુરુષાર્થ છે, વનસ્થિતા સ્ત્રીએ ગીતા છે કીર્તિ જેમની એ પક્ષમાં આસક્તિમતીએ તાદૃશ રસરૂપ ભગવાનનું ગુણગાન કર્યું અને શ્રવણ પણ આસક્તાઓએ જ કર્યું તેથી તત્ર કામરૂપ પુરુષાર્થ સિદ્ધ થાય છે, અને શુકાદિએ ગીતા છે કીર્તિ જેમની એ પક્ષમાં તાદૃશી કીર્તિના શ્રવણથી અસ્મદાદિનો મોક્ષ સિદ્ધ થાય છે એમ ગીતકીર્તિઃપદે અર્થકામમોક્ષરૂપ પુરુષાર્થત્રયનું સ્થાપન કર્યું, યદ્વા 'યદા યદા હિ ધર્મસ્ય' ઇત્યાદિવાક્યે ભક્ત્યાદ્યર્થં ભગવત્પ્રાકટ્ય કહ્યું છે તેથી ભક્ત્યાદિનું સ્થાપન કર્યા વિના કૃતકાર્યત્વ અસમ્ભાવિત એ આશયે કહે છે કે 'જગત્‌માં ભક્તિ તો સ્થાપી નથી ત્યારે કૃતકાર્યતા કયે પ્રકારે?' આ શઙ્કાના પરિહારાર્થ સ્વપદરમણં પદ કહ્યું, અને ઉપસંહારમાં સ્ત્રીભાવઃ ઇત્યાદિ પણ કહ્યું. એથી હવે નિષ્પન્ન થાય છે કે ગૂઢ સ્ત્રીભાવ એવું પુષ્ટિમાર્ગમાં તત્ત્વ છે એમ કૃષ્ણપદાર્થ ક્વચિત્-સ્વસમાનશીલા શ્રીગોપિકામાં-વિવૃત-વ્યાખ્યાત-છે, તેથી મુખ્ય કામાર્થમોક્ષનું સ્થાપન કીર્તિએ જ કરીને સિદ્ધ છે, અને તેથી ગૌણ પણ કામાર્થમોક્ષનું સ્થાપન કીર્તિએ જ કરીને સિદ્ધ થઈ રહે છે

**સ્વતન્ત્ર.** 'આસક્તિહેતુક વર્ણન તો યદ્વિષયિણી આસક્તિ તદ્વિષયક જ ઉચિત છે ત્યારે અત્ર પ્રભુસ્વરૂપને વર્જીને વેણુસ્વનું વર્ણન કેમ કરે છે' એમ આશઙ્કા થાય તો 'સ્ત્રીભાવો ગૂઢઃ' ઇત્યાદિએ તે શઙ્કાને પરિહરે છે, યત્ર-પુષ્ટિમાર્ગમાં-પ્રભુએ જ કરીને સર્વસમ્પત્તિ છે તાદૃશ પ્રમેયમાર્ગમાં-જેમ મર્યાદામાં સર્વાત્મકત્વથી લોકવેદપ્રથિત પુરુષોત્તમસ્વરૂપ જ તેમ અત્ર-સ્વામિનીરૂપસ્ત્રીનો ગૂઢ રસાત્મક સ્થાયિભાવ જ છે, સર્વભાવ ભાવાત્મકભગવદાત્મક છે, તેથી 'તત્ત્વ'-વાસ્તવરૂપ-ભાવાત્મક ભગવાન્ જ છે 'એમ આ કૃષ્ણપદાર્થ' સ્વામિનીહૃદયદેશમાત્રવર્તી સદાનન્દરૂપ 'ક્વચિત્'-'સમ્પ્રતિ જ કૃષ્ણતાને પ્રાપ્ત થયા બ્રહ્મા વિષ્ણુ અને રુદ્ર થઈને પુનઃ કૃષ્ણ જ થયા' ઇત્યાદિ સ્થલમાં-'વિવૃત' છે, સર્વત્ર વિવૃત નથી, કારણ કે ભાવાત્મા ભગવાન્ કૃષ્ણે આનન્દસારત્વથી સુધારૂપ સ્વસ્વરૂપનો પ્રવેશ પરોક્ષમાં એમને વિષે કરવાને વેણુનાદમાં જ તે સ્વરૂપ સ્થાપ્યું, તેથી સદા તત્સેવલિત જ છે, અને તેથી 'સર્વ જ'-પૂર્વે દર્શથી લીલાદિમાં અનુભૂત સ્વરૂપ પણ-'ઉપસર્જનીભૂત'-ગૌણ-છે, કારણ કે સુધાપ્રવેશનો કાલ પણ સર્વાત્મભાવરૂપત્વસમ્પન્ન થઈ ગયો છે, તેથી સમ્પ્રતિ પ્રાપ્ત સ્વરૂપાત્મક 'નાદ જ' સામ્પ્રત અનુભૂયમાનત્વથી 'મુખ્ય' છે, અને તેથી પૂર્વાનુભૂત રૂપને પણ કામાભાવે વિસ્મરીને સામ્પ્રત અનુભૂયમાન નાદને જ સર્વાત્મભાવે વર્ણવાનો આરમ્ભ કર્યો અને રમણ પણ કર્યું એમ અસ્મદાચાર્યે આજ્ઞા કરી.

એમના ચિત્તતોષાર્થ તાત્પર્યવિનિરૂપણ।
તેથી પ્રસન્ન આચાર્ય દો મને પદરેણુના ॥૧॥

**ઉપસંહાર.** ગૂઢ સ્ત્રીભાવ પુષ્ટિમાર્ગમાં તત્ત્વ છે, 'બર્હાપીડ' શ્લોકમાં સર્વાભોગ્યસુધાપૂરિતત્વરૂપ વેણુસ્વરૂપનું નિરૂપણ વાક્યાર્થ છે એમ અત્ર ગત શ્લોકના ઉપસંહારપ્રસઙ્ગમાં ઉપદિશે છે કે 'સ્ત્રીઓના હૃદયમાં નાદદ્વારા પૂરિત 'ગૂઢ' સર્વાભોગ્યસુધારૂપ 'ભાવ' 'પુષ્ટિમાર્ગમાં'-અનુગ્રહમાર્ગમાં-'તત્ત્વ' અર્થાત્ અનારોપિત મુખ્ય રૂપ છે, યદ્વા ભગવાનનો 'ગૂઢ સ્ત્રીભાવ'-લક્ષ્મીસમાનત્વે અર્થાત્ રસોદ્રેકે ભોગ્યત્વ, ભોક્તા પણ ભગવાનનો જે ભોગ્યત્વરૂપ સ્ત્રીભાવ તે 'ગૂઢ સ્ત્રીભાવ' અનુગ્રહાત્મક 'પુષ્ટિમાર્ગમાં તત્ત્વ' છે, કારણ કે '[1]કૃષ્ણાધીના તો મર્યાદા અને પુષ્ટિ સ્વાધીના કહાય છે' એમ પઞ્ચશ્લોકનિબન્ધમાં પુષ્ટિમાર્ગનું લક્ષણ છે, યત્પર્યન્ત ભોક્તૃભાવે કૃષ્ણનું સ્વાતન્ત્ર્ય તત્પર્યન્ત મર્યાદા છે પરન્તુ જ્યારે કૃષ્ણ ભોગ્ય થઈ જાય છે અને ભક્ત ભોક્તા થઈ જાય છે ત્યારે જ પુષ્ટિ એમ પઞ્ચશ્લોકનિબન્ધમાં પુષ્ટિમાર્ગનું લક્ષણ કહ્યું છે, તેથી રસોદ્રેક થતાં ભગવાન્ લક્ષ્મીસમાનસ્ત્રીભાવનો સ્વીકાર સ્વયં કરીને ભક્તાધીન ભોગ્ય થઈ જાય અને નિજ ભક્તને સ્વતન્ત્ર ભોક્તૃત્વનું દાન કરે એ પ્રકારનો જે 'ગૂઢ સ્ત્રીભાવ' તે જ 'પુષ્ટિમાર્ગમાં તત્ત્વ' છે. 'ગૂઢ સ્ત્રીભાવ પુષ્ટિમાર્ગમાં તત્ત્વ છે એ પ્રકારનો કૃષ્ણપદાર્થ ક્વચિત્ વિવૃત છે,' નાદદ્વારા સ્ત્રીહૃદયમાં પૂરિત સર્વાભોગ્યાધરસુધારૂપ ગૂઢ સ્ત્રીભાવ પુષ્ટિમાર્ગમાં અનારોપિત મુખ્ય રૂપ છે એ પ્રકારનો

1 कृष्णाधीना तु मर्यादा स्वाधीना पुष्टिरुच्यते।

કૃષ્ણપદાર્થ સર્વત્ર જ સંવૃત-અતિગુપ્ત-છે, કિંબહુના? રમણમાં પણ સંવૃત જ છે, પરન્તુ 'ક્વચિદ્ જ' ભક્તહૃદયરૂપ સ્થાનમાં વેણુનાદ શ્રવણ સતે શ્રોત્રદ્વારા 'વિવૃત' અર્થાત્ પ્રકટ થાય છે એમ 'બર્હાપીડ' શ્લોકમાં નિરૂપિત કર્યું, સર્વભોગ્યસુધારૂપ ભગવત્તત્ત્વરૂપ વેણુદ્વારા જ પ્રકટ થાય છે એમ 'બર્હાપીડ'શ્લોકમાં કહ્યું, યદ્વા સ્ત્રીભાવાપન્ન ભગવાન્ કૃષ્ણપદવાચ્ય છે,-કારણ કે તાદૃશ સ્ત્રીભાવાપન્ન ભગવાન્ પરમાનન્દસ્વરૂપ છે કેમ કે રસશાસ્ત્રમાં સ્ત્રીભાવનું પરમાનન્દરૂપત્વ પ્રસિદ્ધ છે અને 'કૃષિર્ભૂવાચક[1] શબ્દ' શ્રુતિમાં પરમાનન્દરૂપતાએ કૃષ્ણપદનું નિર્વચન પણ છે-તેથી યદ્યપિ વેણુનાદ બહુ વાર થાય છે તથાપિ એતાદૃશ-સુધાસંવલિત-વેણુનાદ તો બહુ વાર ન થતાં 'ક્વચિદ્ જ' થાય છે, તેથી 'ક્વચિદ્' અર્થાદ્ અધરસુધાસંવલિત વેણુનાદમાં 'જ' 'કૃષ્ણપદાર્થ વિવૃત છે.' અત્ર 'અધરસુધાસંવલિત' એમ વેણુનાદનું વિશેષણ કહ્યું, તેથી અધરસુધાની સાર્થકતાને અર્થે ભગવાન્ ભોગ્યસ્ત્રીભાવ સ્વીકારે એમ અપેક્ષિત છે, તેથી તે ભોગ્યસ્ત્રીભાવરૂપ જ કૃષ્ણપદાર્થ છે, આ અધરસુધાસંવલિત વેણુનાદમાં 'અધરસુધાએ પૂરતા'પદે તે જ 'કૃષ્ણપદાર્થ વિવૃત' કર્યો, કારણ કે ભોગ્ય જે સ્ત્રીભાવ તેના અભાવે ભગવદધરસુધા જ નિષ્ફલા થઈ જાય-તેથી 'અધરસુધાએ પૂરતા'પદમાં તૃતીયાન્ત 'અધરસુધાએ'પદે અધરસુધાનું સાહિત્ય અર્થાદ્ અધરસુધાસંવલિતત્વ વેણુનાદમાં કહ્યું, તેથી સ્ત્રીગૂઢભાવાત્મક પુષ્ટિમાર્ગતત્ત્વરૂપ 'કૃષ્ણપદાર્થ' ક્વચિત્'-સુધાસંવલિતવેણુનાદમાં જ-'વિવૃત' થયો એમ જાણવું, યદ્વા 'ગૂઢ સ્ત્રીભાવ પુષ્ટિમાર્ગમાં તત્ત્વ છે એમ કૃષ્ણપદાર્થ ક્વચિત્'-સમાનશીલા શ્રીગોપિકામાં જ-'વિવૃત' અર્થાદ્ વ્યાખ્યાત છે, તેથી મુખ્ય કામાર્થમોક્ષનું સ્થાપન કીર્તિએ જ સિદ્ધ થઈ ગયાથી ગૌણ પણ કામાર્થમોક્ષનું સ્થાપન તે જ કીર્તિએ સિદ્ધ થઈ ગયું. અને તેથી-ભગવત્પ્રાકટ્યનું સર્વ જ પ્રયોજન સિદ્ધ થઈ ગયું તેથી-'સર્વ જ ઉપસર્જનીભૂત છે, વેણુનાદ જ મુખ્ય છે.' મુખ્ય-ફલાનુભાવક-નાદ જ છે તેથી રૂપ વેણુનાદ અને ક્રીડા એ ત્રયેમાં પણ 'સર્વ જ' અર્થાદ્ રૂપ અને ક્રીડા પણ 'ઉપસર્જનીભૂત'-ગૌણ-છે, રૂપની અને ક્રીડાની એ ઉભયની પણ અપેક્ષાએ 'વેણુનાદ જ મુખ્ય છે.' યદ્વા અધરસુધાસંવલિત ગૂઢસ્ત્રીભાવાત્મક કૃષ્ણપદાર્થવિવરક વેણુનાદથી અતિરિક્ત સર્વ જ ગૌણ છે, તાદૃશ વેણુનાદ જ મુખ્ય વા પ્રધાન છે, યદ્વા વેણુનાદ જ બર્હાપીડવાક્યાર્થનો અનુભાવક છે, તેથી 'સર્વ જ' અર્થાત્ પુરુષાર્થપઞ્ચક પણ 'ઉપસર્જનીભૂત'-ગૌણ-છે, બર્હાપીડવાક્યાર્થાનુભાવક વેણુનાદ જ મુખ્ય છે, તેથી તે નાદને જ વર્ણવાને શ્રીગોપીજને આરમ્ભ કર્યો એમ શ્રીશુક 'ઇતિ વેણુરવ' શ્લોકે કહે છે, પૂર્વોક્ત વેણુનાદ જ મુખ્ય છે તેથી યદ્યપિ રૂપ નાદ અને ક્રીડા એ ત્રયેનો અનુભવ તો થાય જ છે તથાપિ રૂપ અને ક્રીડા એ દ્વયેને પણ ગૌણ કરીને તે વેણુનાદને જ મુખ્યતાએ વર્ણવાનો આરમ્ભ શ્રીગોપીજને કર્યો તેથી તદ્વર્ણને 'ઇતિ વેણુરવ'શ્લોકે શ્રીશુક શ્રીગોપીજનનું અભિરમણ કહે છે, યદ્વા વેણુનાદનું જ પ્રાધાન્ય છે તેથી તે પ્રધાન વેણુનાદને જ વર્ણવાને શ્રીગોપીજને આરમ્ભ કર્યો એમ 'ઇતિ વેણુરવ'શ્લોકે શ્રીશુક કહે છે, યદ્વા પુરુષાર્થપઞ્ચક ગૌણ છે તેથી તે ન વર્ણતાં બર્હાપીડવાક્યાર્થાનુભાવક મુખ્ય વેણુનાદને જ વર્ણવાને શ્રીગોપીજને આરમ્ભ કર્યો એમ શ્રીશુક 'ઇતિ વેણુરવ' શ્લોકે કહે છે (૫)

इति वेणुरवं राजन् सर्वभूतमनोहरम् ।
तद् व्रजस्त्रिय आश्रुत्य वर्णयन्त्योभिरेमिरे ॥ ६ ॥

**અક્ષરાર્થ-રાજન્! તેથી (એ પ્રકારે) સર્વભૂતમનોહર વેણુરવને આશ્રવીને તેનું વર્ણન કરતી વ્રજસ્ત્રીઓએ અભિરમણ કર્યું. ૬.**

**વ્યાખ્યાન**-અત્ર શ્રવણક્રિયાનું અને વર્ણનક્રિયાનું એમ ઉભયે ક્રિયાનું કર્મ વેણુરવ જ છે, તેથી વેણુરવને જ વર્ણવાને શ્રીગોપીજને ઉપક્રમ કર્યો એમ કહ્યું અને તેનું જ વિવરણ કહે છે કે વેણુરવને આકર્ણ્ય તિ વર્ણવાનો આરમ્ભ કર્યો, જે વેણુનાદનું શ્રવણ કર્યું તે જ વેણુનાદનું વર્ણન કરવાનો પ્રારમ્ભ કર્યો તેથી શ્રવણનો અને વર્ણનનો સમ્બન્ધ એક જ વેણુરવરૂપ કર્મ સાથે છે, આથી જેમ શ્રવણક્રિયાનું કર્મ વેણુરવ છે તેમ વર્ણનક્રિયાનું પણ કર્મ વેણુરવ છે એમ સિદ્ધ થયુ. તત્ર પ્રથમ શ્રવણ વર્ણનાર્થ હોવાથી તે વર્ણનાર્થ પ્રથમશ્રવણ સાદર થાય છે, શ્લોકદ્વયમાં જે 'શ્રવણ' પદનું કથન છે તે 'શ્રવણ'પદનું આ તાત્પર્ય કહ્યું ઇતિ-આ પ્રકારે ઉદ્ગત જ વેણુરવને-કેવલ વેણુરવને નહિ-વર્ણવાને આરમ્ભ કર્યો, પૂર્વશ્લોકસ્થ વેણુનાદ અને અત્રત્ય વેણુરવનો વિશેષ કહે છે કે પૂર્વશ્લોકોક્ત વેણુનાદ તો કેવલ જ હતો અર્થાદ્ અધરસુધાસંવલિત ન હતો, તેથી તે કેવલ વેણુનાદનું વર્ણન નહિ કરતાં આ પ્રકારે

[1] कृषिर्भूवाचकः शब्दः ।

ઉદ્‌ગત અધરસુધાસંવલિત જ વેણુનાદનું વર્ણન કરવાને આરમ્ભ કર્યો. અત્ર શ્લોકના પ્રારમ્ભમાં સંયોગપૃથક્ત્વન્યાયે[1] 'ઇતિ' પદનો અર્થ 'તેથી' અને 'એ પ્રકારનો' થાય છે, તેથી પ્રથમતઃ 'ઇતિ' પદનો અર્થ 'વાક્યાર્થાનુભાવકત્વથી' કરીને હવે તે જ પદનો અર્થ 'આ પ્રકારે' કરે છે, આ વેણુરવ વાક્યાર્થાનુભાવક' છે, તેથી કેવલ નથી પરન્તુ 'આ પ્રકારે ઉદ્‌ગત'છે,અર્થાદ્ અધરસુધાસંવલિત છે, ઇતિ-'એ પ્રકારે ઉદ્‌ગત' અધરસુધાસંવલિત જ-વેણુરવને વર્ણવાનો આરમ્ભ શ્રીગોપીજને કર્યો, અત્ર 'રવ' પદમાં 'ર' શબ્દ અગ્નિબીજ છે તે વિરહાગ્નિદુઃખનું કથન કરે છે અને તદનન્તર 'વ'શબ્દ અમૃતબીજ છે તે અધરામૃતસુખનું કથન કરે છે, અર્થાત્ પૂર્વે વિરહાગ્નિનું દાન કરીને પશ્ચાદ્ અધરામૃતપાનકારયિતા વાક્યાર્થાનુભાવક અધરસુધાસંવલિત જ વેણુરવને વર્ણવાનો પ્રારમ્ભ શ્રીગોપીજને કર્યો. 'રાજન્'સમ્બોધનથી તદ્રસનું અનભિજ્ઞત્વ સૂચવીને અત્ર સ્પષ્ટ અર્થ શુકે પણ કથ્યો નથી એમ જણાવ્યું. નાદથી પૃથક્ કરીને ભગવાને નાદના અર્થનું વા સ્વરૂપનું કથન વ્રજસ્થ ભક્તોને કર્યું નથી પરન્તુ વનસ્થ ભક્તોને જ કર્યું છે, પૂર્વ શ્લોકમાં 'પ્રાવિશત્' પદમાં અન્તર્ગત સ્વાચ્છન્દ્યસમ્પાદનસૂચક 'પ્ર' શબ્દે જ તદર્થનું કથન ભગવાને કર્યું છે, અને અત્ર 'રાજન્'સમ્બોધને પણ તે જ સ્વારસ્ય શુકે રાજાને જણાવ્યું છે, રાજા ગુપ્તકાર્યકર્તા હોય છે અને અત્ર શ્રોતામાં તાદશ 'રાજન્' સમ્બોધન પ્રયોજ્યું, તેથી શ્રવણનો વિષય જે વેણુનાદ તે વેણુનાદમાં પણ ભગવાન્નો તે ગુપ્તકાર્યકર્તૃત્વરૂપ રાજધર્મ શ્રીશુકે જ્ઞાપિત કર્યો, યદ્વા 'રાજર્ષિસત્તમ' ઇત્યાદિ સમ્બોધન ન કથતાં કેવલ સ્વધર્મનિષ્ઠતાવાચક 'રાજ'પદમાત્ર કથ્યું તેથી અત્ર ધર્મનિષ્ઠતામાત્રના સૂચનથી રસાનભિજ્ઞતાનો ધ્વનિ થયો. 'કેવલધર્મનિષ્ઠ તો અત્ર રસાનભિજ્ઞ જ હોય છે ત્યારે તત્ર પ્રવૃત્તિ કયે પ્રકારે થશે' એમ આશઙ્કીને પ્રમેયબલથી જ પ્રવૃત્તિ થશે એ અભિપ્રાયે 'સર્વભૂતમનોહર' પદ કથે છે. વેણુરવના તાદશ પ્રમેયબલથી જ રસાનભિજ્ઞ ધર્મનિષ્ઠ પરીક્ષિતની પણ તત્ર પ્રવૃત્તિ થશે, 'સ્પષ્ટ સ્વરૂપાનુભવના અભાવમાં અત્ર વેણુરવશ્રવણમાં પ્રવૃત્તિ કયે પ્રકારે થશે' એમ આશઙ્કીને તે પ્રવૃત્તિ પ્રમેયબલથી જ થશે એ અભિપ્રાયે 'સર્વભૂતમનોહર' પદ કથ્યું છે, સર્વ ભૂતના મનના હર્તા અર્થાત્ સ્વતઃ જ તન્મનોવશીકરણસમર્થ આ વેણુરવ છે. તેથી તાદશ પ્રમેયબલથી જ સમ્યક્ શ્રવણ કરીને 'અભિરમણ' પણ કર્યું. 'વ્રજસ્ત્રિયઃ' પદે કાર્યાન્તરાભાવનું સૂચન કર્યું, પુરુષો વનમાં ગયા છે, સન્ધ્યાપર્યન્ત તેમના આગમનની સમ્ભાવના જ નથી. અને આવશ્યક કર્તવ્ય તો પ્રાતઃકાલમાં જ નિવૃત્ત કરી લીધું છે, તેથી વ્રજસ્ત્રીઓને સમ્પ્રતિ વેણુરવવર્ણનાતિરિક્ત કિઞ્ચિત્ પણ કાર્યાન્તર નથી, તેથી સર્વા જ વ્રજસ્ત્રી વર્ણન કરે છે, અને વર્ણન કરતાં સતાં પૌર્વાપર્યે અભિતઃ રમણ-દુઃખાત્મક પ્રપઞ્ચને વિસ્મરીને પરમાનન્દવિલાસ-પણ કરે છે. પૂર્વે પ્રથમશ્રવણમાત્રે કામોદ્દીપન સતે ચિત્તવિક્ષેપથી અશક્તિ કથી અને તદનન્તર ઉક્તસુધા અન્તઃપૂર્ણા સતે અત્યાધિક્યે પરિતઃ ગલનરૂપ વર્ણન કથ્યું. તેથી 'વર્ણન' અત્ર પશ્ચાત્ કથ્યું, પૂર્વે પ્રથમશ્રવણમાત્રે સ્મરણરૂપ ભાવોદ્દીપન સતે ચિત્તવિક્ષેપથી અશક્તિ કથી,અને તદનન્તર ઉક્તસુધા અન્ત.પૂર્ણા સતે અર્થાદ્ મુખ્ય રસનો અનુભવ થયે સમ્પ્રતિ ચેષ્ટિતનું પણ સ્મરણ ન સતે અત્યાધિક્યે પરિતોગલનરૂપ વર્ણન થયું તેથી વર્ણનનું કથન પશ્ચાત્ કર્યું, યદ્વા 'તે વ્રજસ્ત્રીઓ' ઇત્યાદિ શ્લોકની પણ અત્ર સઙ્ગતિ પ્રદર્શે છે કે પૂર્વે અર્થાત્ 'તે વ્રજસ્ત્રીઓ' ઇત્યાદિ શ્લોકે પ્રથમ શ્રવણ સતે વર્ણનાર્થ ઉદ્યોગ કથ્યો, તતઃ 'તે વર્ણવાને' ઇત્યાદિ શ્લોકે સ્મરવેગે ચિત્તવિક્ષેપથી તત્ર અશક્તિ કથી, તતઃ 'બર્હાપીડ'શ્લોકે વર્ણનશક્તિહેતુ સુધાપ્રવેશ કથ્યો, અને તદનન્તર આ પ્રકૃત 'ઇતિ વેણુરવ' શ્લોકે પરિતઃ સુધાગલનરૂપ વર્ણન કથ્યું, અને અત્ર શ્લોકમાં 'વ્રજસ્ત્રિયઃ' પદે કાર્યાન્તરાભાવ પણ સૂચિત કર્યો, અર્થાદ્ આ સ્ત્રીઓ વ્રજની છે. અઙ્ગીકૃતવ્રજસમ્બન્ધિત્વે જ તેમનો અઙ્ગીકાર છે, તેથી તાદશસમ્બન્ધિત્વે અઙ્ગીકૃતા વ્રજસ્ત્રીઓને ગુણગાનાતિરિક્ત કાર્યાન્તર જ નથી, અને તેથી સેવાસમયે સેવા જ કરે છે અને વિરહાવસ્થામાં તો સર્વે જ ગુણગાન જ કરે છે, સેવાવસરમાં સેવા કરીને પશ્ચાદ્ ગુણગાનાવસરમાં-તેઓ ગુણગાન કરે છે એ પ્રકારનો વ્રજસ્ત્રી ગુણગાન જ કરે છે, સેવાવસરમાં સેવા કરીને પશ્ચાદ્ ગુણગાનાવસરમાં-તેઓ ગુણગાન કરે છે એ પ્રકારનો તેમનો વિવેક છે. આ પ્રકારે તૃતીય 'તે વ્રજસ્ત્રીઓ' શ્લોકથી અત્રપર્યન્ત શ્લોકચતુષ્ટયની સઙ્ગતિનું વિધાન કર્યું. (૬)

---

૧. એકસ્ય તૂભયાર્થે સંયોગપૃથક્ત્વમ્। સંયોગઃ=વાક્ય, પૃથક્ત્વ=ભેદ, સંયોગપૃથક્ત્વ=વાક્યનો ભેદ, વાક્યભેદ. એક જ પદના ઉભયાર્થત્વમાં-ઉભયરૂપત્વમાં-વાક્યભેદ નિયામક છે. તેથી તે નિયામક વાક્યભેદે એક જ પદ ઉભયાર્થત્વે ઘટાવાય. અથવા સંયોગઃ=સમ્બન્ધ, પૃથક્ત્વ=દ્વિત્વ, સંયોગપૃથક્ત્વ=સમ્બન્ધનાનાત્વ, એક જ અઙ્ગના ઉભયાર્થત્વમાં ધર્મસમ્બન્ધનું પૃથક્ત્વ વા દ્વિત્વ પ્રયોજક છે. નિત્યત્વનો અને કામ્યત્વનો પરસ્પર વિરોધ જેમ ખાદિર યૂપમાં નથી, તેમ અત્ર ઇતિના 'તેથી' અર્થમાં અને 'એ પ્રકારના' અર્થમાં પણ પરસ્પર વિરોધ રહેતો નથી.

**આભાસ।** 'અક્ષણ્વતાં' ઇત્યાદિ ત્રયોદશ શ્લોકે શ્રીશુક અનુવર્ણન જ કહે છે, અર્થાત્ પૂર્વોક્ત પ્રકારે સકૃતિને સાધીને 'સ્વસખીભ્યોન્વવર્ણયત્' શ્લોકોક્ત 'અનુવર્ણન' શ્રીગોપીજને 'અક્ષણ્વતામ્' ઇત્યાદિ ત્રયોદશ શ્લોકે કર્યું એ આશયે શ્રીશુક 'અનુવર્ણન' જ કહે છે.'

अक्षण्वतां फलमिदं न परं विदामः
सख्यः पशूननु निवेशयतोर्वयस्यैः।
वक्त्रं व्रजेशसुतयोरनुवेणु जुष्टं
यैर्वा निपीतमनुरक्तकटाक्षमोक्षम् ॥७॥

**અક્ષરાર્થ–હે સખીઓ! અમે જાણીએ છીએ કે વયસ્યોદ્વારા પશુઓને પ્રવેશાવતા વ્રજેશસુતના વેણુવાદનપર અનુરક્તકટાક્ષમોક્ષ મુખનું જેમણે સેવન કર્યું છે વા પાન કર્યું છે તે અક્ષણ્વાનનું આ જ ફલ, પર નહિ. ૭.**

**कारिकार्थ।** રસદ્વયાર્થ શ્લોકદ્વય કથ્યું, રસદ્વયનિરૂપણાર્થ શ્લોકદ્વિતય કથ્યું, રસ ધર્મસહિત અને કેવલ એમ દ્વિવિધ છે, સંયોગમાં રસ ધર્મસહિત છે અને નાટ્યમાં રસ કેવલ છે, તત્ર–'અક્ષણ્વતામ્' શ્લોકમાં ધર્મસહિત રસના અને 'ચૂતપ્રવાલ' શ્લોકમાં કેવલ રસના–એમ રસદ્વયના–નિરૂપણાર્થ શ્લોકદ્વય કથ્યું, તતઃ એક તૃતીય શ્લોકે વેણુપૂરણ કથ્યું–તતઃ એક તૃતીય શ્લોકથી વેણુપૂરણ નિરૂપ્યું–અત્ર 'એકતઃ' પદમાં તસિલ્ તૃતીયાર્થવાચક છે, તેથી 'એકતઃ'–અર્થાત્ એક ગોપ્ય ઇત્યાદિ તૃતીય શ્લોકે–વેણુનું અધરસુધાએ પૂરણ કથ્યું, કારિકાર્થકારનો 'વેણુકૂજનમેકતઃ' પાઠ સ્વીકારતાં એક–'ગોપ્યઃ' ઇત્યાદિ તૃતીય–શ્લોકે વેણુકૂજન કથ્યું એમ અર્થ પ્રાપ્ત થાય છે, કૂજનમાં અને અધરામૃતે પૂરણમાં તારતમ્ય–સ્પષ્ટ જ છે, એક તૃતીય શ્લોકે વેણુપૂરણને કથીને તદનન્તર સ્વચ્છન્દપાદગમનમાં હેતુ પણ અપર–ચતુર્થ–શ્લોકે કથ્યો, સ્વચ્છન્દલીલાસિદ્ધ્યર્થં પાદના ગમનમાં–ચરણારવિન્દના રમણમાં–ભૂમિની કીર્તિવિસ્તારરૂપ હેતુ અપર–'વૃન્દાવનં સખિ' ઇત્યાદિ ચતુર્થ–શ્લોકે કથ્યો, પૂર્વ ચરણમાં કથિત 'એકતઃ' પદનો સમ્બન્ધ અગ્રે પણ છે, તેથી 'એકતઃ' અર્થાત્ અગ્રિમ એક ચતુર્થ શ્લોકે ભક્ત્યુદ્રેકરૂપ હેતુ સ્વચ્છન્દપાદગમનમાં–વૃન્દાવનવિહારમાં–કથ્યો, અત્ર 'ચ'કારથી પુષ્ટિલીલાનું અને 'અપિ' શબ્દથી ચરણનું સ્વરૂપ પણ કથ્યું, તેથી કેવલ ભક્ત્યુદ્રેક જ પાદગમનમાં હેતુ નથી પરન્તુ પુષ્ટિલીલા અને ચરણસ્વરૂપ એમ હેત્વન્તરદ્વય પણ તત્ર પાદગમનમાં છે એમ કથ્યું, આ પ્રકારે શ્લોકચતુષ્ટયે પીઠિકા સિદ્ધ થઈ, અર્થાત્ રસદ્વય વેણુપૂરણ અને, સ્વચ્છન્દપાદગમનહેતુદ્વય એમ પદાર્થત્રયનું સામાન્યતઃ નિરૂપણ થયું, આ પ્રકારે શ્લોકચતુષ્ટયે પ્રસ્તોષ્યમાણોપપાદકહેત્વાદિપરિકરરૂપા પીઠિકા સિદ્ધ કરીને તતઃ ષટ્ શ્લોકે તો વેણુનું વાદન કથ્યું, તતઃ–શ્લોકચતુષ્ટયે સામાન્યતઃ પદાર્થત્રયનિરૂપણાત્મિકા પીઠિકા નિરૂપીને તદનન્તર–વિશેષતો નિરૂપણપ્રસ્તાવમાં પઞ્ચમથી દશમપર્યન્તના ષટ્ શ્લોકે વેણુનું વાદન નિરૂપ્યું, અત્ર 'તુ' પદ સ્વરૂપલીલાવ્યાવૃત્ત્યર્થ છે, ષટ્ શ્લોકે નાનાલીલારૂપ વિશેષતો વેણુવાદન એમ નિરૂપીને તતઃ એકાદશ અને દ્વાદશ શ્લોકદ્વયે ભક્તિની પ્રતિષ્ઠા કથી, ભક્તિપ્રતિષ્ઠારૂપ પાદગમનનું નિરૂપણ કર્યું, 'પૂર્ણાઃ પુલિન્દ્યઃ' અને 'હન્તાયમદ્રિ' એ શ્લોકદ્વયે ભક્તિસ્થાપનરૂપ-ચરણમાહાત્મ્યપ્રકટન કથ્યું, કારણ કે ચરણ ભક્તિમાર્ગરૂપ છે, લોકમાં હીનસ્ત્રી એવાં જે પુલિન્દીજી તેમને પણ ચરણારવિન્દ–સમ્બન્ધિકુઙ્કુમના સમ્બન્ધમાત્રે લક્ષ્મીસમાન સૌભાગ્ય પ્રાપ્ત થયું એ ચરણમાહાત્મ્ય જ છે, અને સ્પર્શમાત્રે પ્રકૃષ્ટમોહ–જનન પણ ચરણમાહાત્મ્ય જ છે, અને ચરણ ભક્તિમાર્ગરૂપ છે, તેથી શ્લોકદ્વયે ભક્તિસ્થાનરૂપ ચરણના માહાત્મ્યધર્મનું પ્રકટન કથ્યું, જો શ્લોકદ્વયનું એ પ્રકારનું તાત્પર્ય ન કથાય તો તત્ર આશંકા પ્રાપ્ત થાય અન્યથા–પ્રકારાન્તરે–વર્ણનમાં દોષ પ્રાપ્ત થાય, ભક્તિસ્થાપનથી અતિરિક્ત પ્રકારાન્તરે તાત્પર્યકથનમાં તો દૂષણ એમ પ્રાપ્ત થાય કે લોકમાં પણ હીનસ્ત્રી પુલિન્દીજીનો પુરુષોત્તમે સહ જે સમ્બન્ધ અત્ર શ્લોકદ્વયમાં કથ્યો તેથી લક્ષ્મીપતિ પુરુષોત્તમમાં હીનનાયકત્વ-રૂપ દોષ પ્રાપ્ત થાય અને લક્ષ્મીના પણ પતિ પુરુષોત્તમે કન્દાદિનો ઉપયોગ કર્યો, તેથી તે હીનતાદોષની નિવૃત્ત્યર્થ આ શ્લોકદ્વયનું તાત્પર્ય તત્ર–ભક્તિસ્થાપનમાં–જ સ્વીકારવું, તથાપિ 'લોકરીતિએ તો પુરુષોત્તમમાં દૂષણ પ્રાપ્ત થાય જ છે' એમ આશઙ્કા રહે તો અન્તિમ ત્રયોદશ શ્લોકે કહે છે કે અત્ર વૈપરીત્યથી સમાધાન છે, અન્યથા તો દૂષણ તદવસ્થ જ રહે, પ્રમેયમાર્ગ પ્રમાણમાર્ગથી વિપરીત અને અલિક પણ છે, અને અધુના વૃન્દાવનપ્રવેશમાં તે પ્રમેયમાર્ગનું જ પ્રાકટ્ય કથ્યું છે, તેથી અત્ર લોકવેદમર્યાદાપ્રમાણમાર્ગથી વૈપરીત્ય પ્રમેયમાર્ગના વસ્તુસ્વાભાવ્યથી જ છે, અને તેથી

તાદૃશ વૈપરીત્યમાં ભૂષણ છે દૂષણ નથી એ સાર છે, કારણ કે મર્યાદામાર્ગીય પરમોત્કર્ષવાન્‌ની પણ અપેક્ષાએ પ્રમેયમાર્ગીય હીનતમનો પણ ઉત્કર્ષ–અલિષ્ટત્વ–સિદ્ધ થઈ રહે છે, તેથી સર્વ અવદાત છે, અન્યથા પ્રમેયમાર્ગના બલિષ્ટત્વના અભાવમાં મર્યાદાથી કેવલ વૈપરીત્યમાત્રે જ પ્રમેયમાર્ગનો ઉત્કર્ષ કાંઇ સિદ્ધ થાય નહિ, યદ્યપિ પ્રમેયમાર્ગ મર્યાદાપ્રમાણમાર્ગથી વિપરીત છે તથાપિ તે બલિષ્ઠ છે તેથી પ્રમેયમાર્ગનો સર્વોત્કર્ષ પ્રસિદ્ધ જ છે, તતઃ–દ્વાદશશ્લોકથી અનન્તર–તત્ર પુરુષોત્તમમમાં પ્રાપ્ત હીનત્વદોષનું વૈપરીત્યે સમાધાન એક–અન્તિમ ત્રયોદશ–શ્લોકે કહ્યું, અન્યથા ભગવલ્લીલામાં યદ્યપિ પ્રતિબન્ધ ન પણ થાય તથાપિ દૂષણ તો રહે જ તેથી અત્ર 'તું' પદ પ્રયોજ્યું છે, અત્ર સ્વરૂપતો અનનુભવ સ્પષ્ટ સૂચિત છે તેથી વિશેષતો નિરૂપણ નથી પરન્તુ એક જ શ્લોકે 'વૈપરીત્યે સમાધાન' સૂચિત કર્યું છે. એકાદશ અને દ્વાદશ શ્લોકનું પણ તાત્પર્ય તો યદ્યપિ ભક્તિસ્થાપનમાં જ છે 'તથાપિ લક્ષ્મીપતિ પુરુષોત્તમનો હીનપુલિન્દીસમ્બન્ધ અને અદ્રિકન્દાદ્યુપયોગ લોકરીત્યા દૂષણ જ ગણાય' એ આશઙ્કાને પરિહરે છે કે અત્ર વૈપરીત્યથી તે દોષનું સમાધાન થાય છે, પ્રમેયમાર્ગ પ્રમાણમાર્ગથી વિપરીત અને બલિષ્ઠ છે, તેથી મર્યાદાથી વિપરીત અને મર્યાદાથી બલિષ્ઠ પ્રમેયમાર્ગમાં લોકરીતિનું અનુસરણ કાંઇ દૂષણ નથી, અને તેથી જ અન્તિમ 'गा गोपकैः' શ્લોકના વિવરણમાં 'ભગવચ્ચરિત્ર વિપરીત જ છે' ઇત્યાદિથી આરમ્ભીને 'ગતિમાન્‌નું અસ્પન્દન અને તરુનો પુલક–રોમાઞ્ચ–તેમ અમારી–શ્રીગોપીજનની–અયોગ્યતા અને અયોગ્યા પણ પુલિન્દીજીની યોગ્યતા' ઇત્યાદિ વૈપરીત્ય સ્પષ્ટ વિવૃત કર્યું.

**आभास ।** તત્ર પ્રથમ જેને વર્ણવાનો આરમ્ભ કર્યો હતો અને તત્ર અશક્તિમાં શુકે જેને 'બર્હાપીડ' શ્લોકે વર્ણવ્યું હતું તેનું જ ફલત્વે વર્ણન શ્રીગોપીજન હવે શ્લોકચતુષ્ટયે કરે છે, શ્રીશુકે અધરસુધાસવલિત વેણુરવનું વર્ણન 'બર્હાપીડ' શ્લોકે કર્યું હતું તે બર્હાપીડશ્લોકોક્ત સુધાસંવલિત વેણુરવનું વર્ણન શ્રીગોપીજન હવે શ્લોકચતુષ્ટયે કરે છે, તત્ર પ્રથમ રસાત્મક ભગવાન્‌નું સ્વરૂપતઃ વર્ણન 'અક્ષણ્વતાં' શ્લોકે કરે છે, રસના સ્વરૂપમાં જ વિભાવાદિ સામગ્રીને કહે છે, તેથી સ્વરૂપતો વિભાવાદિપ્રકારે રસાત્મક ભગવાન્‌નું નિરૂપણ 'અક્ષણ્વતાં' શ્લોકે કરે છે, દ્વિતીય 'ચૂતપ્રવાલ' શ્લોકમાં તો કેવલ જ રસાત્મક ભગવાન્‌નું વર્ણન થશે, યદ્વા સંયોગરસાત્મક ભગવાન્‌નું વર્ણન પ્રથમ 'અક્ષણ્વતાં' શ્લોકમાં કરે છે તેથી 'સ્વરૂપતો રસાત્મક' પદે પ્રસ્તુતશ્લોકોક્ત 'નટવરવપુઃ' શબ્દમાં સ્થિત 'વર' શબ્દનો જ અર્થ અત્ર કહ્યો.

**अक्षण्वतां फलमिदम्।** અક્ષણ્વાન્‌નું આ ફલ છે, અક્ષણ્વાન્‌નું અર્થાત્ ઇન્દ્રિયવાન્‌નું–એકાદશેન્દ્રિયવાન્‌નું વા ચક્ષુષ્માન્‌નું–આ–અર્થાત્ સ્વહૃદયમાં મનોરથપ્રકારે પ્રતિભાત–સ્વરૂપ જ ફલ છે, પુરઞ્જનોપાખ્યાનમાં 'અક્ષણ્વતામધિપતિ' ઇત્યાદિ નારદવાક્યથી 'અક્ષણ્વત્'પદ 'ઇન્દ્રિયવાન્'નું વાચક છે, અર્થાત્ ઇન્દ્રિયવાન્‌નું તો આ પુરુષોત્તમસ્વરૂપ જ ફલ છે, અને તે ફલત્વનું જ વિવરણ 'ભગવતા સહ સંલાપઃ' ઇત્યાદિ કારિકાએ કરે છે. મોક્ષમાં તો ઔદાસીન્ય છે તેથી મોક્ષ કાંઇ ફલ જ નથી, અને તેથી મોક્ષની ફલત્વે વ્યાવૃત્તિ કરવાને પ્રથમ ચરણમાં પ્રયુક્ત 'ઇદં' પદનો અર્થ કહે છે કે 'ઇદં' પદે પરામૃષ્ટ 'બર્હાપીડ'શ્લોકોક્ત સ્વરૂપ જ ગાનોપવિકસમ્બન્ધથી ફલ છે, અને તે જ ફલનું ઉપપાદન અગ્રે કારિકાએ કરે છે, અર્થાત્ સદ્રૂપમાન જ ભગવાન્ ફલ છે એમ જાણવું.

**कारिका ।** ભગવાને સહ સંલાપ, ભગવાન્‌નું મિલન થાય ત્યારે તેમનાં દર્શન, આશ્લેષ અને સેવન, તથાવિધ સ્પર્શ પણ, અધરામૃતનું પાન, ભોગ, ગન્ધોદ્ગમ, તત્કૂજિતનું શ્રવણ, સર્વતઃ આઘ્રાણ પણ, તદન્તિક–તત્સમીપ–નિત્યગતિ, અને સદા એ પ્રકારે તદ્દર્શન–ધર્મવિશિષ્ટરસાત્મક ભગવાનની ભાવના–આ જ ઇન્દ્રિયવાન્‌નું ફલ–ભક્તિફલત્વે અભિલષિત–છે, સંલાપાદિક જ ઇન્દ્રિયવાનને તત્તદિન્દ્રિયપ્રકારકરસાનુભાવકત્વે ઇન્દ્રિયસાફલ્યાપાદક હોવાથી ફલત્વે અભિમત છે, ભગવાન્ સર્વેન્દ્રિયે ભોગ્ય છે એમ અત્ર નિરૂપણ કરીને આ ભોગ્ય સ્વરૂપ જ ફલરૂપ છે એમ સિદ્ધ કર્યું, અત્ર સંલાપ વાણીનું કાર્ય છે, દર્શન નેત્રનું કાર્ય છે, આશ્લેષ બાહુનું કાર્ય છે, સેવન કરનું કાર્ય છે, એક જ હસ્તેન્દ્રિયનું આશ્લેષ અને સેવન એમ કાર્યદ્વય કહ્યું, સ્પર્શ ત્વગ્‌નું કાર્ય છે, અધરામૃતપાન રસનાનું કાર્ય છે, ભોગ ગુહ્યનું કાર્ય છે, પુરુષને તો ગુહ્યનું કાર્ય સેવોપયોગિપુત્રાદ્યુત્પાદનદ્વારા તદુપયોગ છે, ગન્ધોદ્ગમ પાયુનું કાર્ય છે, કૂજિતશ્રવણ શ્રવણનું કાર્ય છે, અત્ર ગન્ધોદ્ગમને પાયુનું કાર્ય આઘ્રાણ પ્રાણનું કાર્ય છે, ગમન ચરણનું કાર્ય છે, અને ભાવન અન્તઃકરણનું કાર્ય છે,

કહ્યું, તત્ર 'સર્વેષાં વિસર્ગાણાં પાયુરેકાયનં' શ્રુતિ પ્રમાણ છે, રોમોદ્ગમ પણ વિસર્ગ જ છે એમ પ્રક્ષિપ્તાધ્યાયના 'યેષાં તુ ભાગ્યમહિમાચ્યુત તાવદસ્તાં' શ્લોકના વિવરણમાં 'રોમાઞ્ચ અને સ્વેદ દશમ પાયુનામક ઇન્દ્રિયનું કાર્ય છે અન્ય ઇન્દ્રિયોનો તો ઉપયોગ સ્પષ્ટ છે' એ આજ્ઞાથી સિદ્ધ થાય છે, રોમોદ્ગમ પાયુફલ છે એમ જાણવું, કારણ કે તૃતીયસ્કન્ધમાં 'પુલકાઙ્કિતસર્વાઙ્ગ' શ્લોકના અને 'એતદ્દીક્ષ્યપદ્ઃ' શ્લોકના પણ વિવરણમાં શ્રીમદાચાર્યચરણે તેમ સિદ્ધ કર્યું છે. આ પ્રકારે એકાદશ ઇન્દ્રિયે ભગવાનનો જ ભોગ ઇન્દ્રિયવાન્‌નું ફલ છે, ઇન્દ્રિયવાન્‌નું આ જ ફલ છે, મોક્ષ પણ કાંઇ ફલ નથી, કારણ કે તે તો અન્યથા છે, ઇન્દ્રિયવાનને તો સંલાપાદિક જ ઇન્દ્રિયસાફલ્યાપાદક છે, તેથી ફલત્વે તે સંલાપાદિક જ અભિલષિત છે, મોક્ષ કાંઇ અભિલષિત નથી, મોક્ષ તો અન્યથા છે, મોક્ષ તો નિષ્પ્રકારકરસાનુભાવક હોવાથી ઇન્દ્રિયવૈફલ્યાપાદક છે, તેથી મોક્ષ કાંઇ અભિલષિત ફલ નથી, ભગવાન્ જો કેવલ 'સેવોપયોગી દેહ' ફલનું જ દાન કરે ત્યારે તો યદ્યપિ એમ સંલાપાદિ પણ સિદ્ધ ન થાય તથાપિ ફલત્વે અભિલષિત તો આ સંલાપાદિ જ, અર્થાત્ કેવલ સેવોપયોગિદેહમાત્ર નહિ પરન્તુ સપ્રકારકરસાનુભાવક ઇન્દ્રિયસાફલ્યાપાદક એકાદશેન્દ્રિયકૃત સંલાપાદિક જ અમારું તો અભિલષિત છે, ઇન્દ્રિયવાન્‌નું–સેન્દ્રિયનું–તો આ જ ફલ છે, અન્યથાસિદ્ધ હોવાથી મોક્ષ તો કાંઇ ફલ નથી, જેમ અન્ધકારમાં નિયતા સ્થિતિ અક્ષિનું ફલ ન હોઇ શકે તેમ ઇન્દ્રિયાદિયુક્તનું ફલ પણ મોક્ષ સર્વથા ન હોઇ શકે, પુરુષોત્તમમાં સાયુજ્યાત્મક પ્રવેશરૂપ જે મોક્ષ તે મોક્ષમાં તો ઇન્દ્રિયનું વૈફલ્ય જ પ્રાપ્ત થાય છે એમ દૃષ્ટાન્તે વિશદ કરે છે કે અન્ધકારમાં જ જો સ્થિતિ નિયતા રહે તો અક્ષિનું ફલ જે ચાક્ષુષ જ્ઞાન તે પ્રાપ્ત ન થાય, અન્ધકારમાં નિયતા સ્થિતિમાં યદ્યપિ સ્પર્શાદિએ સ્પાર્શ જ્ઞાન થાય પણ તથાપિ ચાક્ષુષ જ્ઞાન તો ન જ થાય, તેથી અન્ધકારમાં નિયતા સ્થિતિએ અક્ષિનું તો વૈફલ્ય જ જેમ પ્રાપ્ત થાય, તેમ ઇન્દ્રિયપ્રાણાન્તઃકરણયુક્તનો મોક્ષ પણ થાય તથાપિ ઇન્દ્રિયોને તત્તત્પ્રકારકરસાનુભવરૂપ ફલ જો પ્રાપ્ત ન થાય તો તેથી યદ્યપિ સ્વરૂપતઃ અનુભવ છે જ તથાપિ સંલાપાદિના અભાવે ઇન્દ્રિયનું તો વૈફલ્ય જ પ્રાપ્ત થાય, મોક્ષ તો કેવલનું–નિરિન્દ્રિયનું–ફલ છે, તેથી નિરિન્દ્રિયફલરૂપ તે મોક્ષ પણ ઇન્દ્રિયવાન્‌નું તો ફલ નથી, કારણ કે તે મોક્ષ તો અન્યથાસિદ્ધ છે, અર્થાત્ મોક્ષની જે ગણના ફલમાં છે તે તો નિરિન્દ્રિયના જ ફલરૂપત્વે છે, જન્યજ્ઞાનક્રિયાના અભાવે તાદૃશ મોક્ષમાં ઇન્દ્રિયનું સર્વથા વૈફલ્ય છે તેથી મોક્ષ કાંઇ ફલ નથી, 'કૈવલ્યરૂપ ઐક્ય તો સર્વાધિક છે તથાપિ તેનું ફલત્વ કેમ નહિ?' એમ આશઙ્કા થાય તો દૃષ્ટાન્તે ઉપપાદન કરે છે કે જેમ અન્ધકારમાં નિયતા સ્થિતિ અક્ષિનું ફલ નથી તેમ ઇન્દ્રિયયુક્તનો મોક્ષ પણ સર્વથા ફલ નથી, 'ઇન્દ્રિયવૈફલ્યથી મોક્ષનું ફલત્વ મા હો પરન્તુ 'હતાત્મનો હતપ્રાણાંશ્ચ ભક્તિરનિચ્છતો ગતિમણ્વીં પ્રયુઙ્ક્તે' પ્રસાદિ વાક્યે મોક્ષ અવશ્ય પ્રાપ્ત છે તથાપિ તે મોક્ષ ફલ કેમ નહિ?' એમ આશઙ્કા થાય તો તેનો પરિહાર કરે છે કે મોક્ષ કાંઇ સેન્દ્રિયનું પણ ફલ નથી, કારણ કે બાધકનો પરિત્યાગ કર્યો છે, ભગવદતિરિક્ત સર્વ જ બાધક હોવાથી તે ભગવદતિરિક્ત સર્વ જ બાધકનો પરિત્યાગ કર્યો છે, તેથી મુખ્ય ફલમાં કાંઇ પણ પ્રતિબન્ધ જ નથી, તેથી સેન્દ્રિયનું મોક્ષરૂપ ફલ કથી શકાતુ નથી, યત્ર મુખ્ય ફલનો અનધિકાર હોય છે તત્ર જ ભગવાન્ તાદૃશ નિરિન્દ્રિયમોક્ષનું દાન કરે છે, પરન્તુ પ્રકૃતમાં તો મુખ્યફલપ્રતિબન્ધકરૂપ સર્વાત્મભાવાભાવ જ નિવૃત્ત થઇ ગયો છે, તેથી સર્વાત્મભાવવાન્ સેન્દ્રિયને તો ભગવાન્ મુખ્ય જ ફલનું દાન કરે છે, અને ફલમાં એમ સેન્દ્રિયનિરિન્દ્રિયત્વે અધિકારિભેદ હોવાથી નિરિન્દ્રિયમોક્ષ કાંઇ સેન્દ્રિયનું ફલ કથી શકાતું નથી, પૂર્વોક્ત વાક્યનો પણ વિરોધ આ સર્વથી પરિહૃત થયો એમ જાણવું, 'સેન્દ્રિય સર્વાત્મભાવવાનને નિરિન્દ્રિય મોક્ષનું દાન પ્રભુ કરતા નથી તેથી તેમને તાદૃશ નિરિન્દ્રિયમોક્ષ ફલ ન હો તથાપિ સાધારણ અધિકારીને મોક્ષફલ કેમ નહિ? તેમ જ કારિકામાં 'સાધકાનાં' પદ ન પણ હોય તથાપિ અર્થ તો સિદ્ધ થઇ જ રહે તેથી તે પદ વ્યર્થ છે' એમ આશઙ્કા થાય તો તેનો પણ પરિહાર કરે છે કે સાધકને–સર્વાત્મભાવે ભજનકર્તાને–કાંઇ ફલત્વે તે નિરિન્દ્રિય મોક્ષ ભગવાન્ અર્પતા નથી, 'પુષ્ટિમાર્ગીય મુમુક્ષુને યદ્યપિ તથાત્વ–ઇન્દ્રિયત્વ–છે તથાપિ જેમને તેવું તથાત્વ –પ્રતિબન્ધકાભાવવત્ત્વ–નથી તેથી તેમને તો મોક્ષફલ પ્રાપ્ત થાય' એમ આશઙ્કા થાય તો તત્ર તેમને અર્થે પણ વિવક્ષિત ફલમાં સાધન કહીને તે સાધકને પણ તે મોક્ષફલ ભગવાન્ અર્પતા જ નથી એમ સિદ્ધ કરતાં કહે છે કે અત્ર સર્વાત્મભાવે ભજન જ સાધકનું સાધકત્વ છે, 'સર્વાત્મભાવ' પદનો અર્થ 'સર્વત્ર આત્માની વિદ્યમાનતા,' જેણે કરીને આત્માનો અવિયોગ રહે એવો વિયોગાનુભવ, અને એ પ્રકારની આત્માની સર્વત્ર વિદ્યમાનતા તો ભક્તિની પણ પરમા કાષ્ઠા છે તેથી યદ્યપિ તાદૃક્ સર્વાત્મભાવમાં ભગવદતિરિક્ત સર્વનો જ ત્યાગ પૂર્વક્રમ જ પ્રાપ્ત થાય છે અને તેથી તે સર્વાત્મભાવમાં તો સર્વત્યાગનો જ યદ્યપિ અન્તર્ભાવ થાય જ છે, તથાપિ આધુનિક સાધક સ્વતઃ

તત્ત્વૈશ્વરહિત છે તેથી તેણે તો પૂર્વા અવસ્થામાં બાધકનો ત્યાગ બુદ્ધિપૂર્વક જ કર્તવ્ય છે, તેથી પ્રથમ બાધકમાત્રના બુદ્ધિપૂર્વક પરિત્યાગનો અને પશ્ચાત્ સર્વાત્મભાવે ભાવનાનો પણ ઉપદેશ ભગવાને કરી દીધો, અને તેથી 'બાધકનો પરિત્યાગ સતે' અને 'સાધકને' એમ પૃથગ્ ઉક્તિ કથી, અર્થાત્ 'સાધકના' પદ વ્યર્થ નથી, તૃતીય સ્કન્ધના દ્વાત્રિંશાધ્યાયમાં 'તસ્માત્ ત્વં સર્વભાવેન ભજસ્વ પરમેષ્ઠિનં' શ્લોકના વિવરણમાં દેહથી આરમ્ભીને ઈશ્વરપર્યન્ત જેટલા ભજનીય છે અને 'જે જે ભાવે તે ભજનીય છે તે સર્વે ભાવ ભગવાનમાં જ કર્તવ્ય છે એમ પ્રથમકક્ષામાં ભગવાન કપિલ જ તે સર્વભાવનો ઉપદેશ કરે છે તેથી 'સાધકનાં' પદની પૃથગ્ ઉક્તિ છે, આ પક્ષમાં 'આત્માને વિષે' જે ભાવ તે 'આત્મભાવ' અને 'સર્વ' એવો જે 'આત્મભાવ' તે 'સર્વાત્મભાવ' એમ અર્થ સિદ્ધ થાય છે, તેથી [1]તત્ક્રતુન્યાયે અગ્રે પણ તે જ ફલે છે તેથી પ્રથમકક્ષાવાન્ સાધકને પણ મોક્ષ ફલ નથી પરન્તુ આ-ભોગ્ય સ્વરૂપ-જ ફલ છે, અને તેથી પણ કારિકામાં 'સાધક' પદ વ્યર્થ નથી, ઇન્દ્રિયવાનને પણ તાદૃશ-નિરિન્દ્રયમોક્ષફલ-ન થવામાં હેતુ કથે છે કે મુખ્યફલપ્રાપ્તિમાં બાધક ભગવદ્વ્યતિરિક્ત પદાર્થમાત્રના પરિત્યાગપૂર્વક સાધકનુ-સર્વાત્મભાવાત્મક સાધનવાન્નુ-મોક્ષલક્ષણ ફલ નથી, પરન્તુ પુરુષોત્તમદર્શનાદ્યાત્મક મુખ્ય જ ફલ છે, અર્થાત્ મુખ્યફલપ્રાપ્તિમાં બાધક પદાર્થમાત્રના ત્યાગે કરીને વિશિષ્ટ સર્વાત્મભાવ જ સાધન છે તેથી પુષ્ટિમાર્ગમાં પ્રથમકક્ષાવાનને પણ નિરિન્દ્રયફલ મોક્ષનું દાન નથી, પ્રત્યુત મુમુક્ષુ તો યદ્યપિ બાધકનો ત્યાગ કરે છે તથાપિ સર્વાત્મભાવાત્મક સાધન ભગવદનુગ્રહૈકલભ્ય અને સ્વકૃતિએ તો અસાધ્ય જ હોવાથી તે કરી શકતો નથી, તેથી તેવા નિરિન્દ્ર્ય મુમુક્ષુને તો સૈન્દ્રિયકૃત સ્વરૂપભોગરૂપ મુખ્ય ફલ પ્રાપ્ત જ થઈ શકતું નથી પરન્તુ નિરિન્દ્રયમોક્ષમાત્ર જ ફલ પ્રાપ્ત થઈ શકે છે, યદ્યપિ મુમુક્ષુને સ્વરૂપાનુભવ થાય તથાપિ સંલાપાદિના અભાવે ઇન્દ્રિયની તો વિફલતા જ રહે તેથી સર્વાત્મભાવવાન્ સાધકો તો ભગવદ્વ્યતિરિક્ત સર્વ બાધક વિષયમાત્રનો બુદ્ધિપૂર્વક જ ત્યાગ કરે છે, તેથી તેમને તો મોક્ષલક્ષણ વસ્તુ ફલત્વે અભિલષિત પણ નથી, અર્થાત્ ઇન્દ્રિયવૈફલ્યાપાદકત્વે અન્ધકારમાં નિયતા સ્થિતિનો અને મોક્ષનો ઉપમાનોપમેય-સમ્બન્ધ છે, જેમ સૈન્દ્રિયને અન્ધકારમાં નિયતા સ્થિતિ ફલત્વે અભિલષિતા નથી તેમ ભક્તને મોક્ષ પણ ફલત્વે અભિલષિત નથી, અન્ધકારમાં કાદાચિત્કી સ્થિતિમાં કદાચિદ્ ભાવોદ્રેકે દેહાદિની અસ્ફૂર્તિએ ભગવદ્રૂપતારૂપ મોક્ષમાં ઇન્દ્રિયવૈફલ્ય ન પણ થાય પરન્તુ નિયતા સ્થિતિમાં તો ઇન્દ્રિયનું વૈફલ્ય છે જ તેથી સ્થિતિને 'નિયતા' અને મોક્ષને 'સર્વથા' એમ વિશેષણદ્વય સમર્પ્યું છે.

ઇન્દ્રિયવાન્ અક્ષરવાનને સ્વહૃદયમાં મનોરથપ્રકારે પ્રતિભાન આ સ્વરૂપ જ ફલ છે અને તદતિરિક્ત ફલ નથી એમ અન્યયોગવ્યવચ્છેદ 'ન પરં વિદામ' પદે દૃઢ કરે છે, 'પરં' સાયુજ્યાદિ મોક્ષ અર્થાત્ પુરુષોત્તમમાં પ્રવેશાત્મક સાયુજ્યાદિ કાંઇ અક્ષરવાન્નું ફલ નથી, 'આત્મલાભાન્ન પરં વિદ્યતે' શ્રુતિ જ આત્મલાભથી પર કાંઇ પણ નથી એમ શ્રવણ કરાવે છે, તથાપિ સાયુજ્યાદિ મોક્ષનું પુરુષાર્થત્વ કેમ નહિ? એમ આશઙ્કા થાય તો તેને 'વિદામ.'

**ન પરં વિદામઃ સત્ય૯ઃ**

પદે પરિહરે છે કે 'અમે જાણીએ છીએ,' અમે પણ ઉપનિષદ્રૂપા છીએ, અત્ર વિચારવિષય મોક્ષ છે, તેથી કેવલ ઉપનિષત્સમાત્ર જ કથ્યું, વસ્તુત તો અમે શ્રુતિરૂપા જ છીએ, જેમ 'આત્મલાભાન્ન પરં વિદ્યતે' શ્રુતિ છે તેમ અમે સ્વયં પણ ઉપનિષદ્રૂપા શ્રુતિ જ છીએ, તેથી અમે (एव) જ જાણીએ છીએ, અમે ઉપનિષદ્રૂપા શ્રુતિ તો (एवं) એ જ પ્રકારે જાણીએ છીએ, કારણ કે શ્રુત્યુક્ત ફલ કાંઇ અનુભવથી વિરુદ્ધ-અનુભવાપર્યવસાયિ-હોતું નથી, વિચાર કરતાં પણ અનુભવથી વિરુદ્ધ અમારા-ઉપનિષદ્રૂપાના-અનુભવમાં પર્યવસિત ન થાય એવું તો

1. બ્રહ્મસૂત્રના ચતુર્થાધ્યાયના તૃતીય પાદના ષષ્ઠ અધિકરણમાં શાઙ્કર મતે પઞ્ચદશ અને વાલ્લભ સિદ્ધાન્તે ષોડશ સૂત્રમાં તત્ક્રતુ પદ છે. 'तं यथा यथोपासते' શ્રુતિ અત્ર બીજ છે. 'જે ક્રતુપ્રકારે જે ઉપાસે તેવી જ તેની ફલસિદ્ધિ પણ' એમ અત્ર અર્થ સામાન્યતઃ થાય છે, જે બ્રહ્મક્રતુ હોય તેને બ્રહ્મ ઐશ્વર્ય સિદ્ધ થાય એમ શાઙ્કરભાષ્ય કહે છે. શ્રીમત્પ્રભુચરણ તો આ સૂત્રના ભાષ્યમાં આજ્ઞા કરે છે કે 'सर्वं मद्भक्तियोगेन' વાક્યથી ભક્તિમાર્ગીયને ઉપાસનાપેક્ષા જ નથી અને તેથી પ્રતીકાદિની ઉપાસનાની સમ્ભાવના પણ ભક્તિમાર્ગીયમાં તો નથી, 'कथञ्चिद् यदि वाञ्छति' વાક્યથી તદ્યોગ કરીને પ્રાચીનભગવદ્ભજનરૂપક્રતુ તે ભગવદીય તો સામાન્ય પ્રકારના પણ વિના જ સ્વયં જ ભગવલ્લોકને પ્રાપ્ત કરે છે. પ્રકૃત પણ સાધક સર્વાત્મભાવક્રતુ હોવાથી સ્વાધ્યાયરૂપ ફલને જ પ્રાપ્ત કરે છે, નહિ કે સાયુજ્યાદિ.

શ્રુત્યુક્ત ફલ કાંઇ હોય જ નહિ, અને તે મોક્ષાદિ તો અનુભવાપર્યવસાયિ દેખાય છે, તેથી અમે વ્યવસ્થિતવિકલ્પે[1] વ્યવસ્થા પણ કથીએ છીએ કે જે કેવલ હોય છે તેમનું તે મોક્ષ જ ફલ છે પરન્તુ જે ઇન્દ્રિયવાન્ છે તેમનું તો આ-ભોગ્ય સ્વરૂપ-જ ફલ છે, શ્રુતિ આપ્ત છે તેથી તે અન્યથાકથન કરે એ યુક્ત નથી એમ જણાવવાને 'હિ' પદ કથ્યું, 'વાઙ્ મનસિ દર્શનાત્' ઇત્યાદિ સૂત્રચતુષ્ટયમાં ઉક્ત પ્રકારે સઙ્ઘાતનો લય સતે સેવોપયોગી દેહનું દાન ભગવાન્ જેમને કરતા નથી તે અત્ર 'કેવલ'પદે વાચ્ય છે, તેવા 'કેવલ'નું તો તે મોક્ષ-પુરુષોત્તમમાં સ્થિતિ-જ ફલ છે એમ જણાવવાને 'એવ' શબ્દ પ્રયોજ્યો છે, પરન્તુ જેમને સેવોપયોગી તાદૃશ દેહનું દાન ભગવાન્ કરે છે તેવા સેન્દ્રિય ઇન્દ્રિયવાનને-અક્ષણ્વાનને-તો અનુગ્રહતારતમ્યે સેવાફલગ્રન્થોક્ત અલૌકિકસામર્થ્ય સાયુજ્ય અને વૈકુણ્ઠાદિમાં સ્થિતિ એમ ફલત્રય પણ પ્રાપ્ત થાય છે, અમે ઉપનિષદ્રૂપા ગોપિકા જ એમ જાણીએ છીએ એટલું જ નહિ પરન્તુ અત્ર આ અર્થમાં શ્રુત્યન્તરગોપિકાની પણ સમ્મતિ છે એમ 'સખ્યઃ'સમ્બોધને કથે છે, કારણ કે 'સખ્યઃ'પદનો પ્રયોગ 'સમાનશીલવ્યસન'માં જ થાય છે, તેથી-સમાનશીલવ્યસનવાચક 'સખ્ય' સમ્બોધનથી-આ શ્લોકનાં વક્ત્રી ગોપિકાએ સ્વસમાનશીલવ્યસના નિજસખી શ્રુત્યન્તરરૂપા ગોપિકાની પણ સમ્મતિ કથીને સિદ્ધ કર્યું કે અક્ષણ્વાન્નું તો ફલ ભોગ્ય સ્વરૂપ જ છે તદતિરિક્ત સાયુજ્યાદિ કાંઇ ફલ નથી, અત્રે 'ક્ષુદ્ર' યૈર્વા નિપીત'માં 'વા' પદે અનાદરસૂચને અનાદરણીય પક્ષથી ઇતર જે આદરણીય મુખ્ય પક્ષ આક્ષિપ્ત થાય છે તે જ મુખ્ય પક્ષ આ કથાયો એમ જાણવું, પરન્તુ ભોગ્ય સ્વરૂપથી અતિરિક્ત કાંઇ ફલ જ નથી અને ભોગ્ય સ્વરૂપમાત્ર જ ફલ છે એમ સ્વયં જાણીને અને તત્ર સખ્યન્તરની પણ સમ્મતિ પ્રાપ્ત કરીને એકાદશેન્દ્રિયોનો વિનિયોગ ભોગ્ય ભગવત્સ્વરૂપમાં જ થાય એમ તો તાદૃશભાવવતી કોઇ વિરલગોપિકામાં જ સમ્ભવે છે, સાધારણગોપિકામાં અને ગોપમાં તો સર્વથા તાદૃશ વિનિયોગ સમ્ભવતો જ નથી, તેથી સર્વ જ શ્રીગોપીજનનો સાધારણ પક્ષ પણ કથે છે કે અક્ષણ્વાન્નું અર્થાત્ ચક્ષુષ્માન્નું આ જ ફલ છે અને પર-એતદતિરિક્ત સાયુજ્યાદિ-ફલ નથી એમ અમે ઉપનિષદ્રૂપા ગોપિકા જાણીએ છીએ, અને અત્ર તો સર્વાની જ-શ્રુત્યન્તરરૂપગોપિકાની પણ-સર્વથા સમ્મતિ છે, આ પક્ષમાં 'અક્ષણ્વતાં'પદ ચક્ષુષ્મત્પદપર અર્થાત્ ચક્ષુષ્મત્પદાર્થક જાણવું, અથવા અત્ર 'સખ્ય.'પદપર્યન્ત સર્વ જ પદની આવૃત્તિ જાણવી, ચક્ષુષ્મત્પદને નિજ અર્થે પૂરે તે 'ચક્ષુષ્મત્પદપર' 'ચક્ષુષ્માને સહ એકાર્થ' એમ 'ચક્ષુષ્મત્પદપર'નો અર્થ જાણવો, પૂર્વે 'અક્ષણ્વતાં' પદનો અર્થ 'એકાદશેન્દ્રિયવાન્' કરીને હવે 'ચક્ષુષ્માન્' અર્થ કથ્યો, તેથી આ 'અક્ષણ્વતાં' ચરણની સંયોગપૃથક્ત્વન્યાયે[2] આવૃત્તિ જાણવી, આ અર્થાન્તરગ્રહણાદિમાં બીજ પણ 'વા' પદે કથ્યું, અત્ર 'વા' પદે વિકલ્પ અભિપ્રેત છે, તેથી જો પૂર્વોક્ત મુખ્ય પક્ષ વિરલત્વથી અભિપ્રેત કદાચિદ્ ન હોય તો 'વા'પદોક્ત આ વિકલ્પનું ગ્રહણ કરવું એમ અર્થ સિદ્ધ થાય છે, અર્થાદ્ જો એકાદશેન્દ્રિયવિનિયોગરૂપ મુખ્ય પક્ષ વિરલત્વથી અભિપ્રેત ન હોય તો સર્વસાધારણપક્ષથી 'અક્ષણ્વાન્' પદનો અર્થ 'ચક્ષુષ્માન્' કરવો, એકાદશેન્દ્રિયવિનિયોગરૂપ પક્ષ તો મુખ્ય જ છે અને તે મુખ્ય-અને તેથી અતીવ વિરલ-જ પક્ષનો વિકલ્પ પણ 'વા' પદે કથે છે કે એકાદશેન્દ્રિયવિનિયોગરૂપ મુખ્ય પક્ષ અતીવ વિરલ જણાય તો એક જ નેત્રેન્દ્રિયના પણ વિનિયોગરૂપ આ દ્વિતીય અર્થનું ગ્રહણ કરવું, મુખ્ય પક્ષે એકાદશેન્દ્રિયનો વિનિયોગ તો વિરલ જ ભક્ત કરી શકે તેથી સર્વસાધારણ આ વિકલ્પ કથ્યો, તેથી એક નેત્રેન્દ્રિયમાત્રના પણ વિનિયોગે આ ભોગ્ય સ્વરૂપ જ ફલ છે તદતિરિક્ત મોક્ષાદિ સર્વથા ફલ નથી એમ અમે ઉપનિષદ્રૂપા ગોપિકા જાણીએ છીએ, અને આ વિકલ્પમાં તો સર્વા જ શ્રુત્યન્તરરૂપસખીની-ગોપિકામાત્રની-પરિપૂર્ણા સમ્મતિ પણ છે એમ અર્થ સિદ્ધ થઇ રહે છે, જો અત્ર મુખ્ય પક્ષ અભિપ્રેત ન જ હોત તો વિકલ્પવાચિ 'વા' પદનું કથન જ કરત નહિ, 'અક્ષણ્વાન્' પદનો અર્થ 'એકાદશેન્દ્રિયવાન્' લો કે વિકલ્પે 'ચક્ષુષ્માન્' લો તથાપિ ઉભયે પક્ષમાં આ ભોગ્ય સ્વરૂપ જ ફલ છે, મુખ્ય પક્ષમાં જેમ એકાદશ ઇન્દ્રિયે ભોગ્ય સ્વરૂપ જ

---

જ્યાં વિકલ્પમાં અધિકારીનું સ્વાતન્ત્ર્ય નથી પરન્તુ શાસ્ત્રે જ વ્યવસ્થા કરી આપેલી હોય છે તત્ર 'વ્યવસ્થિતવિકલ્પ'

૧. યત્ર વિકલ્પમાં સેન્દ્રિયને ભોગ્યસ્વરૂપ ફલ અને નિરિન્દ્રિયને સાયુજ્યાદિ ફલ એમ વ્યવસ્થા શાસ્ત્રે જ કરી આપી છે જાણવો, પ્રસ્તુતમાં સેન્દ્રિયને ભોગ્યસ્વરૂપ ... વિકલ્પમાં અષ્ટદોષ મીમાંસકો સ્વીકારે છે અને શુદ્ધાદ્વૈતી તત્ર દોષચતુષ્ટય જ સ્વીકારે છે, તેથી વ્યવસ્થિત વિકલ્પ છે. વિકલ્પમાં સદોષ છે જ, તે દોષપ્રસક્તિ ન થાય તેથી શાસ્ત્રવાક્ય જ વિકલ્પની વ્યવસ્થા સ્વયં કરી પરન્તુ ઉભયે મતમાં વિકલ્પ સદોષ છે જ, તે દોષપ્રસક્તિ ન થાય તેથી શાસ્ત્રવાક્ય જ વિકલ્પની વ્યવસ્થા સ્વયં કરી આપે છે, જો કે વ્યવસ્થિત વિકલ્પમાં પણ દોષરૂપ તો છે જ. નારાંશસતનૂનપાતનું ઉદાહરણ વ્યવસ્થિત વિકલ્પમાં મીમાંસકો આપે છે.

૨. એક જ પદાર્થનો ઉભયત્ર સમ્બન્ધ જણાવવો હોય ત્યારે આ ન્યાયનો ઉપયોગ થાય એમ ષષ્ઠ શ્લોકમાં દૃષ્ટિવેણુરવના વ્યાખ્યાનપ્રસઙ્ગે કથાયું જ છે.

ફલ છે તેમ જ દ્વિતીય પક્ષમાં-'વા'પદોક્ત વિકલ્પમાં-પણ એકનેત્રેન્દ્રિયમાત્રે ભોગ્ય આ સ્વરૂપ જ ફલ છે, કારણ કે સમ્પૂર્ણ પણ સ્વરૂપ નેત્રગોચર તો છે જ, તેથી મુખ્ય અને વિકલ્પ એમ ઉભયે પક્ષમાં ભોગ્ય સ્વરૂપ જ ફલ છે પરન્તુ એતદતિરિક્ત મોક્ષાદિ કાંઇ ફલ નથી એમ સિદ્ધ થયું.

**पशूननु निवेशयतो- वयस्यैर्वक्त्रं व्रजेशसुतयोरनुवेणु जुष्टं यैर्वा निपीतम्।**

પશુના પશ્ચાદ્ભાગમાં વયસ્યે સહ પશુઓને વનમાં નિવેશાવતા રામકૃષ્ણના એક શ્રીમુખનું જોવાણુ-સેવન-અથવા પાન જેમણે કર્યું તેમનું ફલ આ-વક્ત્ર-જ છે, અત્ર 'વા' પદ અનાદરવાચક છે, પૂર્વચરણોક્ત મુખ્યપક્ષની અપેક્ષાએ આ ફલ ગૌણ છે, અર્થાદ્ અત્ર જો મુખ્ય પક્ષ અભિપ્રેત ન જ હોત તો તદપેક્ષાએ વિકલ્પવાચક 'વા' પદનો પ્રયોગ કરત નહિ, જેઓ તો કાલે તુલ્ય-ભગવદ્વયસ્કાલીન-છે તે વયસ્યોએ સહ એનદ્રસાનભિજ્ઞ પશુઓનો વનમાં પ્રવેશ ભગવાન્ કરાવે છે, કારણ કે નિર્ગુણાવસ્થાધિકારના અભાવમાં સાત્વિકાવસ્થા યુક્તા છે, પશુઓના વનપ્રવેશે સૂચિત તાત્પર્ય કથે છે કે નિર્ગુણાવસ્થાનો અધિકાર નથી તેમની સાત્વિકી અવસ્થા યુક્તા છે, અને તેથી વયસ્યોએ સહ એનદ્રસાનભિજ્ઞ પશુઓનો વનપ્રવેશ ભગવાન્ કરાવે છે, 'પશૂનનુ'પદમાં 'અનુ' ઉપસર્ગના સાર્થકત્વાર્થે 'પશૂન્' પદની પણ આવૃત્તિ કરવી, અર્થાદ્ ગવાદિ પશુઓના અનુ-પશ્ચાદ્ભાગમાં-પશુઓને-એનદ્રસાનભિજ્ઞ બહિરઙ્ગ ગોપોને-વનમાં નિવેશાવતા રામકૃષ્ણના એક જ શ્રીમુખનું જેમણે જોવાણુ વા નિપાન કર્યું તેમનુ ફલ આ વક્ત્ર જ છે, અત્ર નિવેશક્રિયાની અન્યથાનુપપત્તિએ જ 'વન'પદાર્થ અર્થાપત્તિલભ્ય છે, તેથી 'વન'પદાર્થનો અધ્યાહાર પણ ન માનવો, અર્થાદ્ નિવેશપદાર્થની આકાઙ્ક્ષાપૂર્ત્યર્થે નિવેશપદાન્તર્ગત જ વનપદાર્થ છે એમ જાણવું, બહિરઙ્ગ આ ગોપોના વનપ્રવેશમાં હેતુ કથે છે કે નિર્ગુણાવસ્થાના-અન્તરઙ્ગલીલાધિકારના-અભાવમાં સહસ્થાપનમાં દોષારોપનો સમ્ભવ છે તેથી તેમનું સાત્વિક વનપ્રવેશન જ યુક્ત છે, આ પ્રકારે 'વયસ્ય'પદનો એક 'ભગવદ્વયસ્કાલીન' અર્થ કથીને પ્રથમ પક્ષને ઉપસદ્ધરતાં કથે છે કે તે સમાનકાલ વયસ્યોએ સહ પશુઓનું વનનિવેશન ભગવાન્ કરે છે, હવે 'વયસ્ય' પદનું અર્થાન્તર પણ કથે છે કે કાલ ભગવાનની લીલામાં નિમિત્ત છે અને ગોપના અને લીલાના પણ આધારત્વે નિમિત્ત તે-ભગવત્પ્રાકટ્ય-છે તેથી ગોપ 'વયસ્ય' છે, ગોપના અને લીલાના એકકાલાધારત્વમાં નિમિત્ત પ્રભુપ્રાકટ્ય છે, પ્રાકટ્યરૂપ હેતુએ જ તાદૃશ લીલાકાલમાં વયસ્યોનું પણ વનમાં આગમન થયું, અર્થાદ્ વયે-ભગવત્પ્રાકટ્યરૂપ હેતુએ-લીલાએ તુલ્ય છે તેથી લીલામાં લીલાકાલાધાર ગોપ 'વયસ્ય' છે, કાત્યાયનીવ્રતપ્રસઙ્ગમાં વાચ્ય મુખ્ય વયસ્યોની તો ભગવાને સહ નિયતા જ સ્થિતિ છે તેથી અને અત્ર તો વનનિવેશન કથ્યું છે તેથી, આ વનનિવિષ્ટ બહિરઙ્ગગોપ તે મુખ્ય અન્તરઙ્ગ વયસ્યોથી ભિન્ન જ છે એમ 'વયસ્ય' પદના ઉભયે પણ અર્થમાં જાણવું, "તદા"નો અર્થ 'એમ વ્યાખ્યાન સતે,' 'વયસ્ય' પદનું આ દ્વિતીય પણ પ્રકારે વ્યાખ્યાન થઈ શકે છે, તેથી તે વયસ્યોના દ્વારા પશુઓનું નિવેશન વનમાં કરાવે છે, અથવા અત્ર વયસ્યોનો સદ્ભાવ ભગવાને જ છે, આ અર્થમાં-રસાનભિજ્ઞ પશુઓને-બહિરઙ્ગ પણ ગોપને-શ્રમ થતાં તેઓનું દમસ્તન. પર્યટનસામર્થ્ય ન રહેતાં 'ગયે ગાયો દૂર' ઇત્યાદિશ્લોકોક્ત પ્રકારે તે ગોપ ભગવાનને નિવેદન કરે ત્યારે શ્રાન્ત ગોપને સ્થાને વયસ્યોના નિવેશનાર્થે અત્ર ભગવાને જ સહ વયસ્યોનો સદ્ભાવ કથ્યો, વયસ્યોએ સહ ભગવાન્ પશુનિવેશ કરાવે છે તેથી તે વયસ્યોનો ભગવત્સદ્ભાવ અત્ર કથ્યો, આ જ અર્થનું વિવરણ કરવાને સદ્ભાવમાં પ્રયોજન કથે છે કે તેમ સતે-વયસ્યોનો ભગવાને સદ્ભાવ સતે-વનનિવિષ્ટપશુગોપને પણ શ્રમ થાય ત્યારે તે ગોપને સ્થાને નિવેશનાર્થે નિજ વયસ્યોનો સહભાવ ભગવાને સહ કથ્યો, (૧) ભગવાને વયસ્યોના દ્વારા પશુઓનો વનપ્રવેશ કરાવ્યો (૨) અથવા વયસ્યોએ સહ પશુઓનો વનપ્રવેશ ભગવાને કરાવ્યો (૩) અથવા વયસ્યોએ સહ ભગવાને પશુઓનો વનપ્રવેશ કરાવ્યો એમ વસ્તુતઃ અત્ર અર્થત્રય છે. આવિષ્ટનુ મુખારવિન્દ સ્પષ્ટ નથી, રામાવિષ્ટાંશનું મુખ પૃથક્ સ્પષ્ટ નથી, પરન્તુ આવેશાધિકરણસઙ્કર્ષણમુખે સંવલિત જ છે, તેથી ઉભયરૂપ પણ ભગવાનના મુખને જેમણે ચક્ષુદ્વારા અન્તપ્રવેશિત કર્યું તેમનું આ મુખ જ ફલ છે, મુખ્ય પ્રકટ ભગવાન્ એક કૃષ્ણના જ મુખને આવિષ્ટના અને કૃષ્ણના એમ ઉભયરૂપના પણ મુખત્વે કથ્યું, અત્ર મુખના એકત્વનિરૂપણનું તાત્પર્ય કથે છે કે આવિષ્ટનું મુખારવિન્દ સ્પષ્ટ નથી, તેથી આવિષ્ટના અને કૃષ્ણના ઉભયરૂપના પણ મુખત્વે એક ભગવાનનું જ શ્રીમુખ જેમણે સાધારણરીતિએ ચક્ષુદ્વારા અન્તપ્રવેશિત કર્યું તેમનું ફલ આ મુખ જ છે, કારણ કે સાધારણ પક્ષમાં ચક્ષુદ્વારા શ્રીકૃષ્ણમુખનું અન્તઃપ્રવેશન જ ફલ છે, અત્ર મુખના પ્રધાનત્વમાં 'તેસર્વવ્યાપઃ ચિત્તને વ્યાપ્તનિ એત્ર

ધારવું અન્યચિન્તન ભૂયઃ ન કરવું સુસ્મિત મુખની જ ભાવના કરવી' વાક્યથી પ્રમાણસમ્પત્તિ પણ કહી, કિઞ્ચ આ શ્રીગોપીજન નિજ હૃદયમાં ભાવિત મુખનું નિરૂપણ કરે છે, તેથી સાધારણત્વપક્ષે યદ્યપિ સામાન્યતઃ બલભદ્રનું નિરૂપણ કર્યું તથાપિ મુખનિરૂપણપ્રસ્તાવમાં તો અન્ય-રામમુખસંવલિત-મુખ એમના હૃદયમાં આવતું જ નથી તેથી મુખદ્વય ન નિરૂપતાં કેવલ એક જ મુખ નિરૂપ્યું, મુખવ્યતિરિક્ત અવયવાન્તરની દશ્યત્વે ઉપસ્થિતિ થાય તથાપિ મુખ તો ભોગ્યરસયુક્ત છે, તેથી મુખની તો ઉપસ્થિતિ ભોગ્યત્વે જ થાય છે અને કેવલભગવદુપાસકને રામાવિષ્ટ મુખમાં તો તે ભોગ્યરસવત્ત્વ જ સમ્ભવતું નથી, તેથી પણ આવિષ્ટમુખનું પૃથક્ નિરૂપણ કર્યું નહિ, યદ્વા આસક્ત્યાધિક્યના બોધનાર્થે શ્રીમુખૈક્યનિરૂપણનું તાત્પર્યાન્તર પણ 'કિઞ્ચ' ઇત્યાદિથી આ પ્રકારે કથ્યું, મુખના એકત્વનું પ્રતિપાદન કરતાં ઇશ્વરત્વે આરાધનબુદ્ધિએ અથવા અનુરોધબુદ્ધિએ જેમનું પાન છે તે પાન તો સાપેક્ષ છે એમ અનાદરમાં હેતુ 'વ્રજેશસુતયોઃ' પદે કથ્યો, વ્રજેશે સાપેક્ષ જ ભગવન્મુખપાનમાં જેમનો અનાદર છે તેમને આવિષ્ટ ભગવન્મુખના પાનમાં અનાદર થાય તેમાં તો કથવું જ શું? શ્રીનન્દરાયજી ઇશ્વર-વ્રજરાજ-છે તેથી તેમના સુતત્વે આરાધન વા અનુરોધ-આનુકૂલ્ય-કર્તવ્ય છે એવી બુદ્ધિએ જે ભક્તો શ્રીમુખનું પાન કરે છે તેવા ભક્તે કૃત પાન તો વ્રજેશસાપેક્ષ છે, સર્વ દર્શનકર્તાના સાધારણપક્ષે આ કથ્યું, વાસ્તિકા શ્રીગોપિકા તો કાંઇ એવું સાપેક્ષ પાન કરતાં જ નથી, યદ્વા અત્ર 'ઇશ્વરત્વે'નો અર્થ 'સ્વગ્રામાધિપતિત્વે' કરવો, કારણ કે યોગશક્તિએ તે જ અર્થનું કથન છે, અને 'તત્સાપેક્ષં'નો અર્થ 'ભગવત્સાપેક્ષ' કરવો અને 'અનાદરે' પદનો અર્થ 'ફલત્વે અનાદરે' કરવો, અર્થાત્ તે શ્રીગોપીજન યદ્યપિ બલદેવનું વ્રજેશસુતત્વે દર્શન કરે છે તથાપિ સ્વફલત્વે તો દર્શન કરતાં જ નથી, તેથી તેવા ભગવત્સાપેક્ષ બલદેવમુખદર્શનમાં તે શ્રીગોપીજનનો અનાદર છે. બલભદ્ર કાંઇ વ્રજેશના પુત્ર નથી, અત્ર 'બલભદ્ર કાંઇ વ્રજેશના પુત્ર નથી' એ પૂર્વપક્ષ છે અને અગ્રિમ વાક્ય તેનું સમાધાન છે, અત્ર 'નહિ' પદ 'નનુ'વાચક છે, યદ્વા મુખની એકતાના ઉપપાદનાર્થે કહે છે કે 'બલભદ્ર કાંઇ વ્રજેશના પુત્ર નથી,' આવેશપક્ષમાં તો કૃષ્ણ જ આવિશે છે તેથી તે ઉભયનું વ્રજેશસુતત્વ યુક્ત જ છે, 'બલભદ્ર કાંઇ વ્રજેશના પુત્ર નથી' એ પૂર્વપક્ષનું પણ સમાધાન અગ્રિમ વાક્યે કરે છે કે આવેશપક્ષમાં તો કૃષ્ણ જ પ્રવેશ કરે છે તથાપિ અનાવેશપક્ષમાં આ પ્રકારની આશઙ્કા થાય તો તે અનાવેશપક્ષની વ્યાવૃત્તિ કરવાને અત્ર 'તુ' પદ ધર્યું, જો એમ જ છે તો 'ફલત્વે અનાદરમાં શો હેતુ?' એમ શઙ્કા થાય તો પરિહરે છે કે અનાદરમાં હેતુ લૌકિકસાપેક્ષદર્શન છે, અર્થાત્ પૂર્વોક્ત લૌકિક ભાવે-લૌકિકબુદ્ધિએ-વ્રજેશસાપેક્ષ દર્શન અનાદરમાં હેતુ છે, અનાદરે રામકૃષ્ણના એક મુખનું જેમણે પાન કર્યું તેમનું આ વક્ત્ર જ ફલ છે, આ પક્ષમાં મુખમાત્રનું ફલત્વ જાણવું, અને તત્ર પણ ઇશ્વરત્વે આરાધનબુદ્ધિએ અને સ્વસ્વામિપુત્રત્વે અનુરોધબુદ્ધિએ એમ પક્ષદ્વય જાણવું. આ શ્રીમુખ કેવું છે એમ અપેક્ષા થાય તો કહે છે કે તે મુખ અનુવેણુ છે, તે મુખ વેણુવાદનપર છે, યદ્વા ગઙ્ગુષ્માનથી પણ હીનાધિકારીનું કથન કરતાં આજ્ઞા કરે છે કે અન્ય ભક્ત તો ગીતરસાભિજ્ઞ છે અને તેથી વેણુનાદશ્રવણાર્થે ભગવન્મુખારવિન્દનું દર્શન કરે છે એમ 'અન્યે' ઇત્યાદિએ કહે છે, અન્ય તો ગીતરસાભિજ્ઞ છે અને તેથી વેણુનાદના શ્રવણાર્થે જ ભગવન્મુખારવિન્દનું દર્શન કરે છે એમ 'અનુવેણુ જુષ્ટં' પદે કહે છે, અત્ર 'ન વેણુનાદ' ઇત્યાદિ પાઠ હોય તો 'તેઓ ભગવન્મુખારવિન્દનું જે દર્શન કરે છે તે વેણુનાદશ્રવણાર્થે કરતાં નથી પરન્તુ કેવલ ગીતરસાભિજ્ઞતાએ કરે છે' એમ અર્થ કરવો, વેણુને અનુલક્ષીને જે વર્તે તે 'અનુવેણુ'-વાદનપર-, અત્ર 'વેણુમ્ અનુ' ઇત્યાદિએ અર્થનું કથન કર્યું, વિગ્રહ તો અનુગત છે વેણુ જેનો તે 'અનુવેણુ' એમ જાણવો, વેણુને અનુલક્ષીને જે વર્તે તે 'અનુવેણુ' વાદનપર મુખનું જેઓ જોવણુ કરે છે અથવા જેઓ પાન કરે છે તેમનું ફલ આ મુખ છે, અત્ર 'જુષ્ટ'નો અને 'નિપીત'નો ભેદ કહે છે કે 'જોષણ' સેવનનું અથવા નિદર્શનનું વાચક છે, અને 'પાન' તો અન્તઃપ્રવેશન છે, જોષણમાં કેવલ શબ્દશ્રવણ છે, કારણ કે તે મનોહર છે, જોષણમાં મનોહરત્વથી જ કેવલ શબ્દનું ગ્રહણ છે, અને પાનમાં તો અન્તઃપ્રવેશન છે, તે અન્તઃપ્રવેશનપાન શિક્ષાર્થે છે, કોઇક ભક્ત મનોહરત્વમાત્રથી કેવલ શબ્દશ્રવણરૂપ જોષણાત્મક સેવન કરે છે અને કોઇક તો શિક્ષાર્થે-શિક્ષણાર્થે-અન્તઃપ્રવેશનરૂપ નિપાન કરે છે, સ્વયં પણ વાદ્ય વેણુવાદનનું શિક્ષણ પ્રાપ્ત કરે એ હેતુથી નિપાન કરે છે, અત્ર 'વા' પદ વિકલ્પવાચક છે, મૂલમાં વિકલ્પવાચક 'વા' પદે જોષણનો-સેવનનો-વિકલ્પ 'પાન' છે એમ કથ્યું, શિક્ષાભૂરૂપ વેણુનું માહાત્મ્ય છે તેથી જોષણ અને પાન

એમ શબ્દકર્મક[1] જ ક્રિયાદ્વય કર્યું, મૂલમાં 'વા' પદ કેવલ અનાદરમાત્રનો જ બોધ કરે છે એમ નથી, કારણ કે અનાદર તો સ્વરથી જ પ્રાપ્ત થઈ જાય છે, પરન્તુ કોઇકે જોષ્યું અને કોઇકે નિપાન કર્યું એમ વિકલ્પનો જ બોધ 'વા' પદ તો કરે છે, અનાદર તો સ્વરથી-કાકુથી-જ પ્રાપ્ત થઈ જાય છે, 'વાશબ્દ અન્વિત સતે ગીતાભિપ્રાયકૃતનું સાધારણત્વ કયે પ્રકારે પ્રાપ્ત થશે?' એમ આશઙ્કા થાય તો તેની નિવૃત્તિને અર્થે આજ્ઞા કરે છે કે ગીતાભિપ્રાયકૃતનું સાધારણત્વ વા અનાદરણ તો સ્વરથી અર્થાત્ કાકુથી જ પ્રાપ્ત થઈ જાય છે એમ અત્ર પક્ષમાં આ ગોપિકાકૃત ભજનનું કારણ મનોહરત્વ અથવા નાદાવિષ્ટત્વ છે એમ કહ્યું, એમ સતે અર્થાદ્ 'અનુવેણુ' પદનો અર્થ 'વેણુવાદનપર' કર્યો તેથી વેણુનાદના પ્રાધાન્યે મુખાવલોકનકર્ત્રીનું કથન અત્ર કર્યું, અને તત્ર પણ પ્રકારદ્વય છે, કોઇક તો મનોહરત્વથી ગૃહીત છે તેથી, અને કોઇક તો 'અમે પણ ભગવત્તુલ્ય વેણુવાદન કરીશું' એ હેતુએ વેણુશિક્ષણ પ્રાપ્ત કરવાને નાદાવિષ્ટ છે તેથી, શ્રીમુખનું અવલોકન કરે છે, આ પ્રકારે અત્રપર્યન્ત મુખાવલોકને ભજનકર્ત્રીના ભેદચતુષ્ટયનું કથન કર્યું, ઈશ્વરબુદ્ધિએ આરાધનકર્ત્રીમાં અને સ્વસ્વામિપુત્રત્વે અનુરોધકર્ત્રીમાં એમ વર્ગદ્વયમાં પણ મનોહરત્વથી શ્રીમુખનું સેવનકર્ત્રી અને નાદાવિષ્ટત્વે શિક્ષાર્થ નિપાનકર્ત્રી એમ ભેદદ્વયે સર્વ મલીને અત્રપર્યન્ત ભેદચતુષ્ટય સિદ્ધ થયું.

**अनुरक्तकटाक्षमोक्षम् ।** કામસમ્બન્ધથી પણ પાલિક ભજન કેટલાંક શ્રીગોપીજન કરે છે તેથી 'અનુરક્તકટાક્ષમોક્ષં' વિશેષણાન્તર કહે છે, અનુરક્તકટાક્ષનો છે મોક્ષ યત્ર એવું શ્રીમુખ ચક્ષુષ્માનનું ફલ છે, અનુરક્તના-ભક્તના-જે કટાક્ષ તે કટાક્ષનો છે મોક્ષ જે ભગવન્મુખને વિષે એવું ભગવન્મુખ ચક્ષુષ્માનનું ફલ છે, કામસમ્બન્ધથી પણ ભજનકર્ત્રી શ્રીમુખનું અવલોકન કરે છે, આ પઞ્ચમ ભેદ છે, અર્થાદ્ મુખાવલોકનના પૂર્વોક્ત ભેદચતુષ્ટયે સહ સર્વ મલીને પઞ્ચ ભેદ જાણવા, પ્રાપ્તભાવે આલોકયિત્રી તો પૂર્વથી પણ હીના છે એમ કથવાને 'કામસમ્બન્ધથી પણ' ઇત્યાદિ કહ્યું. આ પ્રકારે નિર્ગુણસગુણભેદનું નિરૂપણ થયું, અર્થાદ્ નિર્ગુણસહિત સાત્ત્વિકાદિ સગુણભેદનું નિરૂપણ થયું, અત્ર એકાદશેન્દ્રિયે ભગવત્સ્વરૂપને જ ફલ માનનાર ઉત્તમોત્તમ નિર્ગુણ ભક્ત છે, અને કેવલ ચક્ષુરિન્દ્રિયે શ્રીમુખાવલોકનનું જોષણકર્ત્રી નિપાનકર્ત્રી અને કટાક્ષમોક્ત્રી એમ ત્રિવિધ સગુણ ભક્ત છે. અનુભૂત બર્હાપીડવાક્યાર્થના અવયવભૂત 'વર' પદનો અર્થ આ પ્રકારે આ શ્લોકમાં વિવૃત થયો એમ જાણવું. અત્ર ચક્ષુષ્માનના ફલત્વે 'પ્રકાધિક હરિ'ની લીલા નિરૂપી એમ જણાય છે. ૭.

**आभास ।** કેવલ રસરૂપનું કથન 'ચૂત' ઇત્યાદિ શ્લોકે કહે છે, 'કેવલ' પદે વિપ્રલમ્ભશૃઙ્ગારરસનું ગ્રહણ કરવું, 'બર્હાપીડ' શ્લોકમાં 'નટ' પદે આ વિપ્રલમ્ભ શૃઙ્ગાર રસનું કથન થયું છે.

चूतप्रवालबर्हस्तबकोत्पलाब्ज—
मालानुपृक्तपरिधानविचित्रवेषौ ॥
मध्ये विरेजतुरलं पशुपालगोष्ठ्यां
रङ्गे यथा नटवरौ क्व च गायमानौ ॥८॥

**અક્ષરાર્થ—ચૂતપ્રવાલે બર્હસ્તબકે અને ઉત્પલાબ્જમાલાએ મિલિત પરિધાને વિચિત્રવેષ નટવર અને ક્વ ચ ગાનકર્તા મધ્યમાં પશુપાલગોષ્ઠીમાં બહુ શોભ્યા. ૮.**

**વ્યાખ્યાન**—ચૂતના-આમ્રના-પ્રવાલ કર્ણને વિષે, બર્હસ્તબક-બર્હગુચ્છ-શ્રીમસ્તકને વિષે, ઉત્પલાબ્જની માલા શ્રીકણ્ઠને વિષે, તેણે-ચૂતપ્રવાલબર્હસ્તબકોત્પલાબ્જે-અનુપૃક્ત-મિલિત-જે પરિધાન-પીતામ્બરાદિ વસ્ત્રો-તેણે કરીને છે વિચિત્ર વેષ જેમનો એવા ઉભય પણ-શ્રીકૃષ્ણબલદેવ-પશુપાલગોષ્ઠીમાં મધ્યમાં વિરાજમાન થયા. અત્ર આમ્રના પ્રવાલ ઉપરિભાગમાં છે એમ જાણવું, કારણ કે તેમ સતે જ મુકુટમાં બદ્ધ પીતામ્બરખણ્ડ પ્રવાલે અને બર્હસ્તબકે પણ અનુપૃક્ત થઈ શકે અને ઉત્તરીય પરિધાન પણ માલાએ અનુપૃક્ત થઈ શકે, પરિહિત થાય-ધરાય-એમ વ્યુત્પત્તિએ એ ત્રયે પણ 'પરિધાન'વાચ્ય શબ્દ છે, તે ત્રયે કરીને પણ છે વિચિત્ર વેષ જેમનો એવા ઉભય પણ કૃષ્ણબલદેવ પશુપાલગોષ્ઠીમાં વિરાજ્યા,

1. 'શબ્દકર્મ' પાણિનિ ૧-૪-૫૨માં પ્રસિદ્ધ છે. જોષણક્રિયા અને નિપાનક્રિયા એ ઉભયે ક્રિયામાં વિશેષણરૂપ
વેણુનું જ પ્રાધાન્ય છે અને તે વેણુ શબ્દજનક છે તેથી-શબ્દજનક અને વિશેષણ વેણુના સમ્બન્ધથી-જોષણનિપાનક્રિયાદ્વય
શબ્દકર્મક છે. 'કર્મ'પદ ક્વચિત્ ક્રિયામાત્રનું જ અને ક્વચિત્ કારકનું પણ વાચક હોય છે.

'પીતામ્બરાદિ' પદમાં 'આદિ' પદે રામનાં–બલરામનાં અમ્બર નીલ જાણવાં, અત્ર પીતામ્બરે ચૂતપ્રવાલબર્હના સમ્બન્ધનું કથન શિરોબદ્ધ પીતામ્બરખણ્ડના અભિપ્રાયે જાણવું. 'બર્હાપીડ'શ્લોકોક્ત 'વર'પદાતિરિક્ત પૂર્વાર્ધ આ શ્લોકે વિવરાય છે એ આશયે 'ચૂતાનાં' ઇત્યાદિઆજ્ઞા કરી,તેથી કર્ણિકારોપરિ પલ્લવ પણ સ્થાપિત છે એમ જાણવું. અને તત્રશ્લોકોક્ત 'વૈજયન્તીમાલા'પણ કમલની જાણવી, રસાભિનયમાં અવતારવદ્ જ આવેશનો પણ ઉપયોગ છે તેથી'વિચિત્રવેષૌ'દ્વિવચનપદ પ્રયોજ્યું છે, બલદેવમાં જે પુરુષોત્તમાવેશ છે તે રસરૂપ છે તેથી રસાભિનયમાં સ્કન્ધબાહુધારણાદિએ સ્વામિની–રમણસમયે અભિનયકરણાદ્યર્થ બલદેવનો પણ ઉપયોગ છે અને તેથી દ્વિવચનનો પ્રયોગ કર્યો છે, યદ્વા 'અત્ર તો કેવલ રસ નિરૂપણીય સતે 'બર્હાપીડં નટવરવપુઃ'શ્લોકોક્ત 'વર'પદાતિરિક્ત 'નટ' તો એક જ છે ત્યારે ઉભયબોધક દ્વિવચનનું શું પ્રયોજન ?' એમ શઙ્કા થાય તો તેને 'રસાભિનયે' ઇત્યાદિએ પરિહરે છે કે જેમ અવતારમાં ભૂભારહરણાદિએ ભગવત્પ્રિયકર્તૃત્વે બલદેવનો ઉપયોગ છે તેમ અત્ર રસાભિનયમાં પણ ભગવત્પ્રિયકર્તૃત્વે સહસ્થિતિએ અને પ્રશંસાદિએ આવેશ બલદેવનો પણ ઉપયોગ છે તેથી અત્ર ઉભયબોધક દ્વિવચન પ્રયોજ્યું છે.

**कारिका।** ગુણ અને માયા વેષાર્થે ઉપયુક્તા થાય છે તેથી રસના અભિનયમાં અર્થચતુષ્ટય નિરૂપ્યું, પ્રવાલ સ્તબક અને માલા એ ત્રય અત્ર સ્થાયિભાવ વ્યભિચારિભાવ અને વિગાઢભાવાત્મક ગુણત્રયરૂપ છે અને પરિધાનરૂપા માયા છે તેથી પ્રવાલાદિ ગુણત્રય અને પરિધાનરૂપા માયા એમ સર્વે મળીને ચારે પણ પદાર્થ વેષાર્થ ઉપયુક્ત થાય છે, અગ્રે 'ત્રયાણાં' પદનો અર્થ 'સ્થાયિભાવનો વ્યભિચારિભાવનો અને વિગાઢભાવનો' કર્યો છે, તત્ર 'વિગાઢભાવ'નો અર્થ વિગાઢ–વિલોડિત[1] કટાક્ષાદિરૂપ–એવો જે ભાવ વા 'અનુભાવ' થાય છે, અર્થાત્ સ્થાયિભાવ વ્યભિચારિભાવ અને અનુભાવ એ ગુણત્રય ક્રમે પ્રવાલ સ્તબક અને માલારૂપ છે એમ જાણવું, અને માયા તો પરિધાનરૂપા છે જ, તેથી પૂર્વોક્ત ગુણત્રય અને પરિધાનરૂપા માયા એમ આ ચારે પદાર્થ વેષાર્થ ઉપયુક્ત થાય છે, સ્થાયિભાવાત્મક સ્વરૂપ જ અત્ર આલમ્બનવિભાવ છે, તેથી અત્ર સ્થાયિભાવથી વિભાવ ભિન્ન નથી એમ જાણવું, અર્થાદ્ આલમ્બનવિભાવાત્મક ધર્મિરૂપ સ્વરૂપનું વૈચિત્ર્ય ધર્મરૂપ સ્થાયિભાવે વ્યભિચારભાવે અને અનુભાવે થાય છે, યદ્વા ચૂતપ્રવાલ રજોરૂપ છે, બર્હસ્તબક તમોરૂપ છે, અને ઉત્પલાબ્જમાલા સત્ત્વસ્વરૂપા છે, અને રસમાં તે ત્રયે પણ ઉપયુક્ત છે, કારણ કે રજોગુણે વિવિધ ભાવની ઉત્પત્તિ થાય છે, તમોગુણે તો એકત્ર ભગવદવયવમાં પ્રીત્યાધિક્યે મનનો લય થાય છે, અને સત્ત્વગુણે ભગવાનના સર્વ પદાર્થનું રસોપયોગિત્વે જ્ઞાન થાય છે, રસની રૂપની અને સુગન્ધની પ્રતિષ્ઠા ત્રયેમાં નિશ્રિતા છે, ધર્મીના આચ્છાદનનો બોધ કરવાને માયા પણ અત્ર નિરૂપાય છે, ગુણનું અને માયાનું તત્તદ્રૂપત્વ વ્યુત્પાદે છે કે આમ્રમાં મુખ્યતઃ 'રસ' પ્રતિષ્ઠિત છે તેથી આમ્રપ્રવાલ સ્થાયિભાવ છે, અત્ર 'રસ'પદ શ્લિષ્ટાર્થ જાણવું, બર્હમાં રૂપમાત્ર પ્રતિષ્ઠિત છે અને રસનો વ્યભિચાર છે તેથી બર્હસ્તબક વ્યભિચારિભાવ છે, ઉત્પલમાં સુગન્ધ પ્રતિષ્ઠિત છે અને ઉત્પલના સૌરભના આઘ્રાણે જનિત ચુમ્બન રસાનુભાવક છે તેથી ઉત્પલમાલા અનુભાવ છે, ધર્મિના–સ્વરૂપના–આચ્છાદનનો બોધ કરવાને માયા પણ નિરૂપાય છે તેથી માયા પરિધાનરૂપા છે, વેષમાં વૈચિત્ર્યસમ્પાદક તો રસરૂપસુગન્ધ ગુણ જ છે પરન્તુ સમ્યગ્વૈચિત્ર્યાર્થ ધર્મિસ્વરૂપનું આચ્છાદન પણ અપેક્ષિત જ છે તેથી માયા પણ નિરૂપી છે એમ 'અપિ' શબ્દનું સ્વારસ્ય છે, યદ્વા 'પ્રવાલાદિના સ્થાપનમાં શું પ્રયોજન છે ? એમ આશઙ્કા થાય તો કથે છે કે ઇહ–સ્વરૂપમાં–તાદૃશાભક્ત્યોગ્ય રસરૂપસુગન્ધના સૂચનાર્થ ચૂતપ્રવાલબર્હસ્તબકોત્પલાબ્જમાલાનું અને રસગોપનસૂચનાર્થ પીતામ્બરનું ધારણ છે, રસસૂચનાર્થ આમ્રપલ્લવ ધર્યો છે, બર્હસ્તબક સુન્દર છે તેથી રૂપસૌન્દર્યસૂચનાર્થ બર્હસ્તબકનું ધારણ છે, ઉત્પલાબ્જ સુગન્ધબહુલ છે તેથી આનન્દમયવિગ્રહમાં સહજસુગન્ધસૂચનાર્થ ઉત્પલમાલાનું ધારણ છે, અને રસ ગોપ્ય છે એમ સૂચનાર્થ પીતામ્બરનું ધારણ છે, 'સાક્ષાદ્ અનુભવના અભાવમાં વસ્તુનિર્દેશમાત્રે વસ્તુનિર્દેશમાત્રે કાવ્યવત્ શ્રોતાઓને રસ નિષ્પન્ન થાય છે, 'સાક્ષાદ્ અનુભવના અભાવમાં વસ્તુનિર્દેશમાત્રે રસનો અનુભવ કયે પ્રકારે થાય?' એમ આશઙ્કીને 'વસ્તુ' ઇત્યાદિએ તે પરિહરે છે, તત્ર 'કાવ્યવત્ શ્રોતાઓને' એ દૃષ્ટાન્ત છે, અત્ર શબ્દતઃ સર્વ નિર્દિષ્ટ છે, 'પરન્તુ 'શર્કરા મધુરા' વાક્યે કાંઇ માધુર્યનો અનુભવ થતો નથી તેમ શબ્દમાત્રનિર્દેશે રસાનુભવ કેમ થાય?' એ આશઙ્કીને 'વસ્તુ'ઇત્યાદિ કારિકાએ પરિહરે છે કે વસ્તુના નિર્દેશમાત્રે પણ રસ નિષ્પન્ન થાય છે, તત્ર 'શ્રોતૄણાં કાવ્યવદ્' એ દૃષ્ટાન્ત છે,'રસવદ્ વાક્યં કાવ્યમ્' એમ

1 વિલોડિત કન્માદપર્યન્ત ઉન્મથિત.

કાવ્યનું લક્ષણ કર્યું છે તેથી કાવ્ય રસવત્ છે તેથી કાવ્યશ્રવણે કાવ્યનિષ્ઠ રસને ચર્વણાએ શ્રોતા આસ્વાદે છે તેમ આ વાક્યમાં પરિતઃસુધાગલનરૂપ વર્ણન છે એમ કથ્યું છે તેથી રસવત્ છે અને તેથી અન્યોન્ય તદ્વાક્યશ્રવણે એતદ્વાક્યનિષ્ઠ રસને ચર્વણાએ અન્યોન્ય શ્રોત્રીયૂથ આસ્વાદે છે, અને તેથી વસ્તુનિર્દેશમાત્રે રસનું આસ્વાદન થાય છે એમ સિદ્ધ થયું, યદ્વા 'અભિનયપ્રકરણમાં આમ્રપલ્લવાદિએ રસાદિનું સૂચન થાય પરન્તુ તત્ર રસનો અનુભવ કયે પ્રકારે થઈ શકે?' એમ શઙ્કા થાય તો 'વસ્તુનિર્દેશમાત્રે' ઇત્યાદિએ પરિહરે છે કે જેમ 'કાવ્ય'પદવાચ્ય રસવદ્ 'વાક્ય'ના શ્રવણે શ્રોતાને રસાનુભવ થાય છે તેમ વ્રજસ્થા સુન્દરીઓને તો તાદશ સ્વરૂપવર્ણનના પરસ્પર શ્રવણથી તન્નિષ્ઠ રસનો અનુભવ થાય છે, આમ્રપલ્લવાદિદર્શને તત્સૂચિત રસનો પણ અનુભવ થાય છે, તેથી રસવત્ફલબોધાર્થ પલ્લવ પ્રથમ માન્યો, ક્રમે એ પ્રકારે પદાર્થચતુષ્ટયનિરૂપણમાં હેતુ 'રસવત્ફલબોધાય' ઇત્યાદિએ કથ્યો, રસવત્ત્વે ફલના બોધનાર્થ પલ્લવનું કથન પ્રથમ કર્યું, રસયુક્ત ફલ છે એમ બોધવાને પલ્લવનું કથન પ્રથમ કર્યું, ફલસ્વરૂપનું રસવત્ત્વે જ્ઞાન પલ્લવના દર્શને થાય છે તેથી પલ્લવનું કથન પ્રથમ કર્યું પલ્લવ કલિકાહેતુ છે, તેથી –પ્રાથમિકભાવોદયરૂપ પલ્લવ કલિકાહેતુ છે તેથી–પલ્લવ પ્રાથમિકભાવહેતુ હોવાથી–પલ્લવનું કથન પ્રથમ કર્યું, યદ્વા 'આમ્રપલ્લવનું ધારણ પ્રથમ કથ્યું તત્ર શું કારણ?' એમ આકાઙ્ક્ષા થાય તો તેની નિવૃત્તિને અર્થે 'રસવત્ફલબોધાય' ઇત્યાદિ કારિકા કથે છે, અગ્રે રસવત્ફલના–સ્વરૂપાનન્દસારભૂતસુધાનુભવના–બોધનાર્થ પલ્લવધારણ પ્રથમ કર્યું. શાસ્ત્રાર્થના પરિજ્ઞાનથી ભાવની કલિકા થાય છે, દ્વિતીયધારણ 'શાસ્ત્રાર્થસ્ય' ઇત્યાદિએ કથે છે, રસશાસ્ત્રના અર્થના–ફલના–પરિતઃજ્ઞાનથી ભાવની કલિકા–રસાનુભવજ્ઞાપિકા–થાય છે, તેથી પલ્લવાનન્તર કલિકાસદશ બર્હસ્તબકનું કથન કર્યું, 'શાસ્ત્ર'ઇત્યાદિ કારિકાએ દ્વિતીયને કથે છે કે રસશાસ્ત્રના અર્થના–ફલના–પરિતઃ રસવત્ત્વે બોધથી તદનન્તર–પલ્લવાનન્તર–આવિર્ભૂત ભાવની કલિકા અવિલમ્બે પુષ્પદ્વારા રસાનુભવજ્ઞાપિકા થાય છે તેથી પલ્લવાનન્તર કલિકાસદશ બર્હસ્તબકનું કથન કર્યું, યદ્વા રસશાસ્ત્રનો અર્થ–સુધાભોગરૂપ પ્રયોજન–ભાવ્ય છે એમ પરિજ્ઞાન પલ્લવદર્શને થાય છે તેથી ભાવની–ભગવદ્વિષયક સ્નેહની–કલિકા અર્થાદ્ આસક્તિરૂપ ભાવ થાય છે–કારણ કે આસક્તિ પ્રેમાનન્તર થાય છે–અને તેમ ઉચિત પણ છે, પ્રમાણપ્રકરણલીલાએ પ્રેમાત્મક ભાવ ઉત્પાદિત થયાથી પ્રમેયપ્રકરણલીલાએ આસક્તિરૂપ ભાવનો ઉત્પાદ–ઉદય–થાય છે, કલિકામાં રસરૂપસુગન્ધાદિ સર્વ વિદ્યમાન હોય છે તથાપિ તે સર્વ અવ્યક્ત–કિઞ્ચિદ્વ્યક્ત–હોય છે તેમ આસક્તિમાં ભાવના કાર્યભૂત કટાક્ષસ્મિતાલાપાદિ અવ્યક્ત–કિઞ્ચિદ્વ્યક્ત–હોય છે, તેથી આસક્તિ કલિકાસદશી છે અને તેથી તાદશકલિકાતુલ્યા આસક્તિના સૂચનાર્થ બર્હસ્તબકધારણનું કથન પલ્લવાનન્તર કર્યું, તૃતીય પદાર્થને 'તતઃ' ઇત્યાદિએ કથે છે, તતઃ અર્થાત્ તદનન્તર તેનું–કલિકારૂપ ભાવનું–અને 'ચ'કારસમુચ્ચિત વેષનું પણ વૈચિત્ર્ય થાય છે તેથી તદનન્તર–કલિકારૂપબર્હસ્તબકાનન્તર–'પુષ્પ' જે ઉત્પલ તેનું જે 'સ્થાન' માલા તે માલાનું કથન અત્ર થાય છે, યદ્વા વ્યસનરૂપતાએ ફલિત તે ભાવનું વૈચિત્ર્ય આલિઙ્ગનાદિકાર્યરૂપે–વિવિધવિલાસરૂપત્વે–થાય છે તેજ વ્યસન અત્ર પુષ્પસ્થાનીય છે, કારણ કે જેમ પુષ્પમાં રસરૂપસુગન્ધ વ્યક્ત હોય છે તેમ અત્ર વ્યસનમાં પણ તત્તદ્ભાવ સ્ફુટ થાય છે, તેથી તાદશ વ્યસનના સૂચનાર્થ ઉત્પલાબ્જપુષ્પમાલાનું ધારણ છે, અહોરાત્ર વાસના થાય તેથી આચ્છાદનનું સ્મરણ છે, ચતુર્થ પદાર્થનું કથન 'અહોરાત્રમ્' ઇત્યાદિએ કરે છે કે પરિધાનના અભાવમાં સર્વદા વાસના–તદનુભવ–થાય ત્યારે તો અગુપ્તત્વથી રસત્વ જ ન રહે તેથી તદનન્તર આચ્છાદનનું–પરિધાનનું–સ્મરણ છે, પૂર્વે પુષ્પનું કથન કર્યું છે તેથી અત્ર ચતુર્થપદાર્થનિરૂપણપ્રસ્તાવમાં 'વાસના' પદ પ્રયોજ્યું, યદ્વા પુષ્પનો ઉદ્ભવ થયે વાસના સ્ફુટા થાય છે તેમ વ્યસન થયે તત્કાર્ય દર્શનાશ્લેષસ્વહોભાવણાદિ સદૈવ થતાં વાસના–લોકમાં જ્ઞાન–થઈ જાય અને તેથી તે તે કાર્ય લોકમાં પ્રકટ થઈ જવાથી રસત્વ ન રહેતાં રસાભાસ જ થઈ જાય, તેમ ન થાય અને રસત્વ જ રહે એમ રસત્વસાધનાર્થ આચ્છાદનની અપેક્ષા છે, તેથી પ્રકટા વાસનાના આચ્છાદનસૂચનાર્થ માયારૂપ પીતામ્બરનું ધારણ કરે છે, અત્ર આ તાત્પર્ય અવધારવું, દર્શનાશ્લેષાદિના ગોપનાર્થ જે ચાતુર્યવિશેષરૂપ કાપટ્ય અપેક્ષિત છે તે અત્ર 'માયા'શબ્દે વાચ્ય છે, અને તેથી ચાતુર્યવિશેષરૂપ કાપટ્યાત્મક માયારૂપપરિધાને જ તે રસનું ગોપન થાય છે એમ જાણવું, રસોત્પત્ત્યર્થ એતાવત્ નિરૂપિત કર્યું, એ પ્રકારની પ્રક્રિયાએ રસ નિષ્પન્ન થાય છે તેથી આ સર્વ પ્રક્રિયા નિરૂપી કારણ કે એવી સ્થિતિ છે, એતાવન્નિરૂપણનું પ્રયોજન કથે છે કે રસની નિષ્પત્તિને અર્થે એતાવત્પદાર્થચતુષ્ટય નિરૂપ્યું કારણ કે તેવી મર્યાદા છે, યદ્યપિ આ પ્રકારની પ્રણાલિકા વિના પણ ભગવાન્ રસોત્પાદનસમર્થ જ છે તથાપિ રસમર્યાદાપ્રણાલીસ્થાપનાર્થ આ પ્રવાલાદિ પદાર્થચતુષ્ટય નિરૂપ્યું, યદ્વા 'એમ નિરૂપણ કરવામાં પલ્લવાદિપ્રસઙ્ગ વિના જ રસનું નિરૂપણ

થયું તેથી આ શ્લોકના આભાસગ્રન્થમાં 'કેવલે રસરૂપમાહ' એમ જે કથન કર્યું છે તેનો વિરોધ પ્રાપ્ત થાય છે' એવી આશઙ્કાને 'રસોત્પત્ત્યર્થ' ઇત્યાદિએ પરિહરે છે, શ્રીગોપિકામાં રસસ્વરૂપાવિર્ભાવાર્થ એતાવત્સર્વનું નિરૂપણ કર્યું, ધર્મસહિત ધર્મીના આવિર્ભાવાર્થ કાંઇ આ નિરૂપણ નથી, 'એતાવદ્ વિના જ રસનો આવિર્ભાવ કેમ ન કર્યો ?' એમ શઙ્કા થાય તો તેનો પરિહાર કરે છે કે 'ધૃતિરિયતિઃ', 'વિભાવના અનુભાવના અને વ્યભિચારીના સંયોગથી રસનિષ્પત્તિ' એ ભરતસૂત્રથી આ પ્રકારની રસમર્યાદા રસાવિર્ભાવમાં છે, તેથી રસની મર્યાદાને–પ્રણાડીને–નિરૂપવાને એતાવત્સર્વ કથીને શ્રીગોપીજનને વિષે રસાવિર્ભાવક્રમ આ પ્રકારે કથ્યો, આવિર્ભાવમાં રસાસ્વાદથી નૃત્ય થાય છે તેથી શોભા થાય છે અને તેથી અતિગુપ્ત ભગવાન્ રસત્વને પ્રતિપન્ન થાય છે, ભગવાનના રસરૂપત્વમાં એમ જ ક્રમ છે તેથી ભગવાનમાં રસાવિર્ભાવક્રમનો પ્રકાર કથે છે કે રસાસ્વાદાનન્તર નૃત્ય અને તદનન્તર શોભા ઉદ્ભવે છે, તેથી નૃત્યશોભાનન્તર ગુપ્ત ભગવાન્ રસત્વને પ્રતિપન્ન થાય છે, એ પ્રકારે ઉદ્બુદ્ધ રસનું જો ગોપન ન થાય તો રસાભાસ થઈ જાય તેથી તત્તત્સૂચક પદાર્થનું નિરૂપણ એમ ક્રમે કર્યું, બર્હસ્તબકે મયૂરાનુકરણત્વે રસાવિષ્ટ નૃત્યનું સૂચન કર્યું, યદ્વા એમ અભિનયકરણે અભિનયકર્તા ભગવાને રસાસ્વાદથી નૃત્ય કર્યું, 'બર્હાપીડ' શ્લોકસ્થ 'નટ' પદનો અર્થ આ પ્રકારે 'નૃત્ય' પદે કથ્યો, 'શોભા તતોભવદ્' 'વિરેજતુઃ' પદનું વ્યાખ્યાન છે, અર્થાદ્ 'વિરેજતુઃ' પદોક્તા જ શોભાનું કથન અત્ર કર્યું છે, ગુપ્ત જ રસ રસત્વને આપન્ન થાય છે, કારણ કે તેમ રસશાસ્ત્ર છે, આથી 'રસો વૈ સઃ' શ્રુત્યુક્તા રસરૂપતા સમર્થીને 'બર્હાપીડ' શ્લોકસ્થ 'નટવર' પદે ઉક્ત નૃત્યનું અને આ શ્લોકના 'વિરેજતુઃ' પદે ઉક્તા શોભાનું કથન અત્ર કર્યું.

'કેવલરસનિરૂપણપ્રસ્તાવમાં પલ્લવાદિનો શો ઉપયોગ ?' એમ શઙ્કા થાય તો તેના પરિહારાર્થ આ 'ગુણા માયા' ઇત્યાદિ કારિકાએ પલ્લવાદિનિરૂપણપ્રયોજન કથે છે, અત્ર આ પ્રકાર જ્ઞેય છે, 'નાટ્ય'

**રસનિષ્પત્તિ।** શબ્દ 'રસ' અર્થમાં મુખ્ય–વાચક–છે અને લક્ષણાવૃત્તિનઃ[1] ચતુર્ધાભિનયોપેન રસની અભિવ્યક્તિનું કારણ છે, તેથી 'નાટ્ય' પદને 'નર્તન' અર્થમાં બુધ પ્રયોજે છે' એમ સઙ્ગીતરત્નાકરના સપ્તમ નર્તનાધ્યાયના સપ્તદશ અને અષ્ટાદશ શ્લોકમાં 'નાટ્ય' શબ્દના અર્થનું કથન છે, અને 'મુખ્યાર્થ રસમાં તો નર્તનભેદત્વના અસમ્ભવથી મુખ્યાર્થનો બાધ થતાં વ્યઞ્જકત્વે તે રસના સમ્બન્ધી આઙ્ગિકાદિચતુર્વિધાભિનયે ઉપેત નર્તનવિશેષ લક્ષ્યાર્થ છે તેથી તત્–લક્ષ્ય નર્તનવિશેષમાં–પ્રવર્તમાન આ 'નાટ્ય' શબ્દ લાક્ષણિક છે' એમ સઙ્ગીતરત્નાકરની કલાનિધિટીકાનું સ્વારસ્ય છે, તેથી મૂલભૂત આર્ષગ્રન્થમાં પણ 'નાટ્ય' શબ્દનો એ જ અર્થ જણાય છે, અત્ર 'નાટ્ય' શબ્દ યોગશક્તિએ–અવયવશક્તિએ–'રસ' અર્થમાં પ્રવર્તે છે, કારણ કે નટનને–અભિનયનને–યોગ્ય તે 'નાટ્ય' એમ 'નટ્' ધાતુને અર્હાર્થક 'કૃત્ય' પ્રત્યય લાગવાથી 'નાટ્ય' પદ સિદ્ધ થાય છે, આ પ્રકારે યોગશક્તિએ 'નાટ્ય' શબ્દનો અર્થ કેવલ 'નટનને–અભિનયને–યોગ્ય' એટલો જ થાય છે અને તત્ર રૂઢિ–સમુદાયશક્તિ–પણ છે જ, તેથી 'નાટ્ય' પદ 'રસ' અર્થમાં તો પઙ્કજાદિપદવત્ યોગરૂઢ[2] છે, અર્થાત્ 'અન્યાય્યશ્ચાનેકશબ્દત્વં' જૈમિનીયસ્મૃતિએ 'એક જ અર્થ એક શબ્દે વાચ્ય છે' એમ નિયમાવધારણ હોવાથી ધર્મવિશેષમાં જ પર્યવસાન ઉત્તમ હોવાથી 'નાટ્ય' પદ 'નર્તનાભિવ્યઙ્ગ્યત્વદશાપન્નત્વે વિશિષ્ટ રસ'નું વાચક છે એમ સિદ્ધ થાય છે, હવે 'નર્તન'માં પણ નટનો ભાવ વા કર્મ તે 'નાટ્ય' એમ યોગ વિચારાય ત્યારે પણ 'ણ્યત્'નું વિધાન 'ભાવ'માં અને 'કર્મ'માં હોવાથી યોગસામ્ય યદ્યપિ પ્રાપ્ત થાય તથાપિ રસની સત્તા વિના તેવા પ્રકારે કર્મમાં પ્રયોગ જ અશક્ય છે તેથી તત્પ્રયોજક ભાવમાં જ અત્ર 'ણ્યત્'નું મુખ્ય વિધાન છે અને કર્મમાં તો સામાન્યતઃ પ્રવૃત્ત 'ણ્યત્' પ્રત્યય યોગવિશેષવાન્ હોવાથી તે રસાભિવ્યઞ્જક કર્મમાં સઙ્કોચ્ય છે, તેથી 'નર્તન' અર્થમાં 'નાટ્ય' શબ્દ શક્યસમ્બન્ધરૂપલક્ષણાગર્ભ જ છે, એમ ઉભયથા પણ નાટ્યશબ્દવિચારે રસ[3] નૃત્યાભિવ્યઙ્ગ્ય છે

1. વ્યવહારમાં જેવડે કરીને નામશીલા નિર્વહે તે શબ્દની 'શક્તિ' વા 'વૃત્તિ,' આ વૃત્તિ 'મુખ્યા' 'ગૌણી' અને 'તાત્પર્ય' એમ ત્રિવિધા વા 'મુખ્યા' અને 'તાત્પર્ય' એમ દ્વિવિધા જ છે, તત્ર વાચક પદમાં વાચ્યાર્થે વર્તે તે 'મુખ્યા,' અને શક્યસમ્બન્ધી–મુખ્યાર્થના સમ્બન્ધી–બોધિકા 'ગૌણી' અને તત્પ્રતીતીચ્છાએ બોધિતત્વ 'તાત્પર્ય' કથાય છે, વૃત્તિત્રય નહિ પરન્તુ વૃત્તિદ્વય જ સ્વીકાર્ય હોય તો ગુણવૃત્તિવાચ્યત્વે પણ તત્પ્રતીતિજનકત્વ જ 'તાત્પર્ય,' તત્પર્યવૃત્તિના આ દ્વિતીય લક્ષણમાં ગૌણીનો અને લક્ષણાનો પણ સમાવેશ થાય છે, લક્ષણાના સ્વીકારમાં પછી ભિન્ન વ્યઞ્જનાવૃત્તિને શબ્દાદ્વૈતી સ્વીકારતા નથી.

2. અવયવશક્તિસાપેક્ષ સમુદાયશક્તિએ જે પદાર્થોપસ્થિતિ થાય તે વાચક પદ 'યોગરૂઢ'

3. અભિધાશક્તિમાં જ અન્તર્ગત યોગે રૂઢિએ અને યોગરૂઢિએ અભિધેય મુખ્યાર્થમાં બાધ પ્રાપ્ત થતાં લક્ષણાના પણ વિચારે 'નાટ્ય' પદનો અર્થ મુખ્યે નૃત્યવ્યઙ્ગ્ય જ રસ' અત્રપર્યન્ત નિશ્ચિત કર્યો.

એ પ્રતિજ્ઞાની પૂર્તિ થઈ રહે છે, એમ સતે 'વૃત્તિવિશેષરૂપ[1] હોવાથી તે ભગવાન્ જ નથી' એમ પણ શઙ્કા ન કરવી, લોકમાં અન્તઃકરણવૃત્તિએ ગ્રાહ્ય વસ્તુ દેશકાલપરિચ્છિન્ન હોવાથી તત્ર અમુક દેશમાં તે પદાર્થના અભાવમાં-વિરહાદિમાં-વૃત્તિના નિર્ગમથી સંસ્કારના પ્રાબલ્યાદિએ જેમ ખ્યાતિ[2] સ્વીકારાય છે તેમ પ્રકૃતમાં નથી, કારણ કે અત્ર ગ્રાહ્ય પદાર્થ કાંઇ દેશકાલે પરિચ્છિન્ન નથી કિન્તુ અનન્યભક્તિએ લભ્ય છે, તેથી યાદશી ભક્તિ હોય છે તાદશ પ્રકારે તત્ર પરબ્રહ્મ આવિર્ભૂત થાય છે, અને તે ભક્તિ મનોધર્મ છે તેથી મનોધર્મ ભક્તિએ કરીને અભિવ્યઙ્ગ્યત્વે બહિરાવિર્ભૂત પણ ભગવાન્ માનસીન તો છે જ, અને તેથી માયાવાદિમતમાં[3] જેમ વૃત્ત્યવચ્છિન્ન ચૈતન્ય અને વિષયાવચ્છિન્ન ચૈતન્ય એક નહિ હોવાથી બહિસ્થ વસ્તુ વૃત્તિએ અવચ્છિન્ન હોય છે તથાપિ તત્ર વૃત્તિત્વનો તો અભાવ જ સ્વીકાર્યો છે, તેમ અત્ર પણ વૃત્તિત્વ નથી, 'એમ હોય, તથાપિ પ્રકૃતાનુરોધથી શૃઙ્ગારાત્મકત્વ જ અત્ર વક્તવ્ય છે અને શૃઙ્ગારની સ્થિતિ તો પરસ્પરસાકાઙ્ક્ષસ્ત્રીપુંવ્યક્ત્યાત્મક આલમ્બનદ્વયને અધીન છે તેથી અત્ર પણ તાદશ અધીનત્વ અઙ્ગીકર્તવ્ય છે અને ભગવાનના રસત્વમાં તો તેનો વિરોધ પ્રાપ્ત થાય છે, કારણ કે એક જ આલમ્બન હોવાથી રસાભાસત્વનો પ્રસઙ્ગ પ્રાપ્ત થાય છે' એમ પણ શઙ્કા ન કરવી, કારણ કે અત્ર આલમ્બનત્વ પણ છે, 'કામિનાં દર્શયન્ દૈન્ય' શ્લોકનાં શ્રીટિપ્પણીજીમાં રસાત્મક[4] અને રસવાન્[5] પણ ભગવાન્ છે એમ કણ્ઠરવે કથન કર્યું છે, કિઞ્ચ વિરોધ પણ નથી, કારણ કે 'સ્વપ્રતિષ્ઠત્વ' શ્રૌત હોવાથી સર્વને જ સમ્મત છે, જેમ અન્યનું કામવત્ત્વ કામે કરીને છે પરન્તુ કામનું કામવત્ત્વ સ્વતઃ જ છે તેમ અન્યનું રસવત્ત્વ રસે કરીને છે પરન્તુ રસનું તો રસવત્ત્વ સ્વતઃ જ છે એમ પણ સુવચ હોવાથી વિરોધદોષનો અત્ર પ્રસઙ્ગ જ નથી, તેથી બહિરાવિર્ભૂત પણ ભગવાનનું રસત્વ નિરાબાધિત જ છે, અને તેથી આ પ્રકારના શાસ્ત્રાર્થના પરિજ્ઞાનથી-શ્રુત્યર્થના ,વિચારપૂર્વકનિશ્ચયથી-વિચારવાનમાં ભાવની સ્થાયિભાવાત્મિકા કલિકા ઉદિતા થાય છે, અનુગ્રહાત્મક બીજાઙ્કુરાદિક તો પૂર્વસિદ્ધ જ છે અને તતઃ તદનન્તર-તે સ્થાયિભાવમાં ભાવાદિએ-વ્યભિચારિભાવાદિએ-કૃત જે વૈચિત્ર્ય તે પુષ્પસ્થાન 'વિચિત્રવેષૌ' પદે અત્ર કથાય છે, અર્થાત્ કલિકાનન્તર તે સ્થાયિભાવનું વ્યભિચારિભાવાદિકૃત જે વૈચિત્ર્ય થાય છે ને સ્થાયિભાવવૈચિત્ર્ય ઇહ-આ શ્લોકમાં-'પુષ્પસ્થાન' કથાય છે, જેનું કથન 'વિચિત્રવેષૌ' પદે કર્યું છે, પુષ્પસ્થાનાનન્તર અહોરાત્ર તત્તદ્ભાવનારૂપા વાસના થાય અને તેવી વાસના થતાં પ્રસિદ્ધિએ રસત્વની જ હાનિ થાય તેથી આચ્છાદનનું કથન કર્યું, તેમ વાસના થયે રસ પ્રસિદ્ધ થઈ જતાં રસનું રસત્વ જ ન રહે તેથી આચ્છાદનનું પણ કથન વિવરણમાં કર્યું, અન્યથા તેનું પ્રયોજન ન હોવાથી વિવરણમાં પરિકરનું-શૃઙ્ગારાદિનું-સ્મરણ કરત નહિ, આ સર્વ અર્થનો સઙ્ગ્રહ કરીને સાધકશિક્ષાર્થ રસોત્પત્ત્યર્થ 'મધ્યે વિરેજતુઃ' ઉત્તરાર્ધે એતાવદ્ નિરૂપિત કર્યું, કારણ કે તેવી સ્થિતિ-મર્યાદા-છે, સિદ્ધદશામાં ફલાનુભવપ્રકાર ઉત્તરાર્ધે 'મધ્યે વિરેજતુઃ'પદે ઉપદિશ્યો છે એ આશયે 'આવિર્ભાવે' ઇત્યાદિ કથે છે, અર્થાત્ તદા 'માનસીન'ના બહિરાવિર્ભાવે સ્વધર્મપ્રાકટ્ય કરે છે, અત્ર પર્યન્ત જે સિદ્ધ થયું તેનું કથન 'અત.' ઇત્યાદિએ કરે છે, અર્થાત્ ઉક્તપ્રણાલીએ રસ અન્તર્ આવિર્ભૂત થાય છે, બહિરાવિર્ભૂત રસ તો ધર્મસાહિત્યથી અને ઉદ્બોધકત્વથી તેનું સાધન છે તેથી સ્થાનભેદે ઉભય-અન્તર્ અને બહિઃ આવિર્ભૂત-પણ અવિરુદ્ધ છે.

**શ્લોકાર્થવિવેચન।** સર્વરસાભિનિવેશનાર્થ 'વિચિત્રવેષૌ' પદ કહ્યું, ત્રયના અન્યોન્યગુણપ્રધાનભાવે નવ રસ ઉદ્ભવે છે, એતાદશ 'પરિધાનકૃતવેષૌ' કથનમાત્રથી જ વૈચિત્ર્યની પ્રાપ્તિ થઈ જાય છે તથાપિ 'વિચિત્ર' પદનું જે કથન કર્યું તેનું તાત્પર્ય કથે છે કે સર્વ રસના અભિનિવેશનાર્થ 'વિચિત્રવેષૌ' પદની ઉક્તિ છે, 'પરન્તુ સર્વ અર્થાત્ નવ રસના અભિનિવેશનાર્થ 'વિચિત્રવેષૌ' પદ કહ્યું છે ત્યારે તો તે નવે રસની નિષ્પત્તિનાં સાધન પણ નવ વક્તવ્ય છે' એમ આશઙ્કા

---

૧. કાલસુખ્યસત્ત્વાદિગુણકૃત બુદ્ધિતત્ત્વાવસ્થાવિશેષ 'વૃત્તિ' કથાય છે

૨. 'ખ્યાતિ'નો અર્થ 'વિપર્યાસ' થાય છે, 'ભિન્નાર્થપ્રતિપાદક બુદ્ધિવૃત્તિવિશેષ' તેનું લક્ષણ છે, સંસ્કારાત્મત્વે રહેતો પૂર્વોત્પન્ન અનુભવ ઉદ્બોધકે પ્રબલ થાય છે ત્યારે માયાએ માયિકાર્થાકારવતી બુદ્ધિવૃત્તિનો બહિઃક્ષેપ થાય છે, ત્યારે તે બુદ્ધિવૃત્તિ પુરોવર્તી પદાર્થને અંશતઃ વા સર્વતઃ આવરીને સ્વયં જ બહિઃ અવભાસે છે એમ સિદ્ધાન્તીએ સ્વીકૃતા અન્યખ્યાતિની પ્રક્રિયા છે.

૩. વૃત્ત્યવચ્છિન્નથી ભિન્ન વિષયાવચ્છિન્ન ચૈતન્યને સ્વીકારતો માયાવાદ બહિઃસ્થ પદાર્થને વૃત્તિએ અવચ્છિન્ન યદ્યપિ માને છે તથાપિ બહિઃસ્થ વસ્તુમાં વૃત્તિત્વ તે સ્વીકારતો નથી.

૪. રસસ્વરૂપ ધર્મી, અત્ર રસ ધર્મી છે.

૫. રસધર્મયુક્ત, અત્ર રસ ધર્મ છે.

થાય તો તેનો પરિહાર કરે છે કે ત્રયના અન્યોન્યગુણપ્રધાનભાવે જ નવ રસની નિષ્પત્તિ થાય છે, હાસ પ્રધાન હોય અને રતિ ગૌણી હોય તો હાસ્યરસ નિષ્પન્ન થાય છે, હાસ ગૌણ હોય અને રતિ પ્રધાના હોય તો શૃઙ્ગારરસ નિષ્પન્ન થાય છે, એમ પરસ્પર સ્થાયિભાવના વ્યભિચારિભાવના અને વિગાઢભાવના ગુણપ્રધાનભાવે નવે રસ પણ નિષ્પન્ન થઈ રહે છે, આ પ્રકારે સ્થાયિભાવાદિત્રય જ નવે પણ રસના સાધક થાય છે, શોભા તો ધર્માન્તર્ગતા છે તેથી તાદૃશશોભાવિશિષ્ટ ધર્મિરસનું નિરૂપણ અત્ર વાક્યાર્થ છે, રસપોષકત્વ તો ગીતવાદ્યનું જ છે એ આશયે આ પ્રકારે ઉત્તરાર્ધાભાસ કર્યો, એમ રસરૂપ ભગવાનને નિરૂપીને સમાજમાં તદ્રસપોષક ગીતવાદ્યવિશેષને 'મધ્યે વિરેજતુઃ'ઇત્યાદિએ નિરૂપે છે, 'મધ્યે વિરેજતુઃ'નો આશય આ પ્રકારે છે, પશુપાલની ગોષ્ઠી અત્યન્તગૂઢા હોતી નથી, તેથી તત્ર રસનું સુલભત્વ નિરૂપ્યું, ગોપિકાન્તરગોષ્ઠીમાં પ્રભુ સ્થિતિ કરે તો તત્ર જ રસ સુલભ હોવાથી અમારા હૃદયમાં આગમન ન કરે એમ અત્ર ભાવ છે, 'મધ્યે'પદની આકાઙ્ક્ષાના પૂરણાર્થ 'ગીતવાદ્યયોઃ' પદ કહ્યું છે, અર્થાત્ ગીતના અને વાદ્યના મધ્યમાં તત્સમયે—ગીતવાદ્યસમયે—નટદૃષ્ટાન્તે વાદ્યનું કથન અને નૃત્યનું પણ સૂચન થયું, 'ગાયમાનૌ'પદે ગાનનું કથન અને નૃત્યનું પણ સૂચન થયું તેથી 'નટવરૌ' અને 'ગાયમાનૌ'પદદ્વયે નૃત્ય ગીત અને વાદ્ય એમ પદાર્થત્રયનું કથન થઈ ગયું એ આશયે કહે છે કે ત્રયની સમાનતા જ સર્વોત્તમા છે, યાદૃશ નિપુણ ગાન થાય તાદૃશ જ નિપુણ વાદ્યવાદન થાય અને તાદૃશ જ નૃત્ય પણ થાય એમ નૈપુણ્યે ગાનવાદ્યનૃત્યની સમાનતા જ સર્વોત્તમા છે, તેમની ન્યૂનાધિકતા સર્વોત્તમા નથી, તેથી અત્ર મૂલસ્થ 'શોભા'પદનો અર્થ 'સામ્ય' વા 'સમાનતા' સૂચિત કર્યો, 'નટવર' પદનો વાચ્યાર્થ 'નૃત્ય' અને સૂચિતાર્થ 'વાદ્ય' એમ કેમ નહિ? એ શઙ્કાને પરિહરે છે કે નૃત્ય તો વિશેષ પ્રાસઙ્ગિક જ છે, ગીત અને વાદ્ય તો બહુ કાલ—વાર—થાય છે, પરન્તુ નૃત્ય તો કદાચિદ્ રસોદ્રેકમાં જ થાય છે, તેથી 'નટવર'પદનો વાચ્યાર્થ વાદ્ય છે એમ કહ્યું, યદા ગોષ્ઠીમધ્યે તે વિરાજન જ કહ્યું, અને કાદાચિત્કના નિષેધાર્થ 'અત્ર' પદ પ્રયોજ્યું, 'અત્ર શાસ્ત્ર નિયામક નહિ હશે' એમ આશઙ્કીને 'રઙ્ગે યથા નટવરૌ' દૃષ્ટાન્ત કહે છે, શાસ્ત્રના આધારભૂત સ્થાન રઙ્ગમાં—રઙ્ગમણ્ડપમાં—જેમ નટ શાસ્ત્રાર્થાનુસારી હોય છે તેમ આ ઉભય પણ શાસ્ત્રાર્થાનુસારી છે, અત્ર 'નટવરૌ'પદમાં 'વર'પદે ધર્મસહિતરસનિરૂપણ આશઙ્કીને તદ્વ્યાવૃત્ત્યર્થ કહે છે કે અલૌકિક નાટ્યાર્થ અત્ર 'વર'પદ છે, એમ રાજસભાવ નૃત્ય કહીને 'ક્વ ચ ગાયમાનૌ'પદે સાત્ત્વિકભાવ નૃત્ય કહે છે, બર્હસ્તબકધારણસૂચિત તામસભાવ નૃત્ય છે, કારણ કે તે તાદૃશ સમયે થાય છે, 'નટવર'પદસૂચિત રાજસભાવ નૃત્ય છે, અને ગાનસૂચિત સાત્ત્વિકભાવ નૃત્ય છે, દેશવિશેષમાં હસ્તાભિનયમાત્રપૂર્વક શ્રમરહિત ગાન કરે છે, 'શ્રમરહિત' પદે નૃત્યના સાત્ત્વિકત્વમાં હેતુ કહ્યો, 'ઉપવિશ્યગાનમાં નૃત્ય કયે પ્રકારે સમ્ભવે?' એમ આશઙ્કા થાય તો કહે છે કે હસ્તાભિનયમાત્રપૂર્વક ગાન કરે છે, આ પણ લોકમાં પ્રસિદ્ધ છે. ૮.

આભાસ। રસને એમ નિરૂપીને 'રન્ધ્રાન્ વેણોરધરસુધયા પૂરયન્'ના વિમર્શ વડે છે, તે રસના આધિદૈવિકરૂપતાના સમ્પાદક વેણુનાદને 'ગોપ્યઃ' ઇત્યાદિ શ્લોકે નિરૂપે છે, સ્વહૃદયમાં સહજકામત્વે આવિર્ભૂત તે રસના આધિદૈવિકરૂપતાસમ્પાદક વેણુનાદને નિરૂપે છે, કામરસ સહજ છે, વેણુનાદે ગદ અન્તઃપ્રવિષ્ટા સુધા સહજ પૂર્વકામને દૂર કરીને ભગવદીય કામરસને પ્રકટ કરે છે તેથી વેણુનાદ રસમાં આધિદૈવિકરૂપતાનો સમ્પાદક છે, જેમ આસન્ય પ્રાણ ઇન્દ્રિયોને કાર્યાર્દ કરે છે તેમ સુધા કામને ભગવદીય કરે છે, તેથી હવે લૌકિકસાધર્મ્યથી લૌકિકત્વશઙ્કાનો પણ નિરાસ થઈ ગયો, અત્ર શ્લોકમાં 'સુધામપિ'માં 'અપિ' શબ્દનો અર્થ કહશે કે 'વેણુનાદનો ભોગ કરે છે એ તો અનુવાદ છે, તેથી 'અપિ' શબ્દે સુધાનું ગૌણત્વસૂચન થાય છે અને નાદનું જ મુખ્યત્વે નિરૂપણ છે, તેથી અત્ર વેણુનાદનું જ નિરૂપણ વાક્યાર્થ છે, અને તેથી 'આધિદૈવિકતાસમ્પાદક'નો અર્થ 'સુધાસહિત' થાય છે, યદા વેણુનાદ મનોધર્મરૂપ કામને દૂર કરીને ભગવદ્ધર્મરૂપ કામને પ્રકટિત કરે છે તેથી વેણુનાદ રસમાં આધિદૈવિકરૂપતાસમ્પાદક હોવાથી સુધાસહિત વેણુનાદને નિરૂપે છે.

श्लोकः—गोप्यः किमाचरदयं कुशलं स्म वेणु-  
र्दामोदराधरसुधामपि गोपिकानाम्।  
भुङ्क्ते स्वयं यदवशिष्टरसं ह्रदिन्यो  
हृष्यत्त्वचोऽश्रु मुमुचुस्तरवो यथार्याः॥९॥

અક્ષરાર્થ—હે ગોપીજન! આ વેણુએ શું કુશલ આચર્યું? ગોપિકાની દામોદરાધરસુધાનો પણ ભોગ પ્રસિદ્ધિએ તે સ્વયં કરે છે, કારણકે હ્રદિની અને તરુ તદ્ભોજનથી અવશિષ્ટ રસનો ભોગ કરે છે અને આર્યવત્ તેઓ રોમાઞ્ચયુક્ત થાય છે અને અશ્રુમોક પણ કરે છે. ૯.

**વ્યાખ્યાન**—'ગોપ્યઃ' સમ્બોધન પૂર્વરમાભિજ્ઞાપક–કામરસાભિજ્ઞાપક–શ્રુતિવરદાનસામયિકરસાભિજ્ઞાપક–છે, અત્ર બોધનીય કે વચનીય કાંઇ પણ નથી,આધિદૈવિકતાસમ્પાદિકા સુધાવેણુએ સહિતા છે એમાં બોધનીય કે વચનીય કાંઇ પણ નથી, કારણ કે સર્વાનુભવસાક્ષિકત્વ છે, યદ્યપિ વેણુએ રસનું પાન કર્યું નથી તથાપિ મુખમાં દર્શનથી અન્યાર્થત્વે પણ ભોજન કરે છે એમ જણાય છે, વેણુમાં સુધાપૂરણ કથવાને વિચારબીજભૂતા ઉત્કટા કોટિ કહે છે કે યદ્યપિ તેણે રસપાન કર્યું નથી તથાપિ મુખમાં તદ્દર્શનથી અન્યાર્થત્વે પણ ભોજન કરે છે એમ લક્ષાય–સમ્ભાવાય–છે, તાદશ 'કુશલાચરણે શું?' પદે આશ્ચર્યકથનમાં હેતુ કથે છે કે પુરુષને તદ્ભોજન સર્વથા અસમ્ભાવિત છે, અન્યથા ભગવાન્ જ તે સુધાનો ભોગ કરી લેત, વેણુ પુરુષ છે તેથી તેને સુધાભોગ સર્વથા અસમ્ભાવિત છે, પુરુષે જ સુધાભોગ શક્ય હોત તો ભગવાન્ જ તેનો ભોગ કરી લેત એમ સતે પણ પુરુષવેણુમાં તદ્ભોજન જણાય છે તેથી આશ્ચર્ય થાય છે,અન્યથા–પુરુષમાં સુધાભોગનો અસમ્ભવ ન હોત તો–ભગવાન્ જ તદ્ભોગ કરી લેત, તેથી આ સ્ત્રીઓની ભોગ્યા છે એમ 'ગોપિકાનાં' પદે કથે છે, અધરસુધા ગોપિકાસમ્બન્ધિની છે, 'ગોપિકાનાં' પદમાં બહુવચને સમુદાયરૂપા લક્ષ્મીનું પણ સૂચન કર્યું','અત્ર તો 'ગોપિકા' પદનું કથન થયું છે ત્યારે તો લક્ષ્મી સુધાસમ્બન્ધિની છે એમ પ્રાપ્ત થતું નથી કારણ કે લક્ષ્મી ગોપભાર્યા નથી' એ શઙ્કાને પરિહરે છે કે લક્ષ્મી પણ સમ્બન્ધિની છે એમ બહુવચને સૂચન કર્યું', બહુ ગોપિકામાં લક્ષ્મી પણ અત્ર સમ્બન્ધિની છે, કારણ કે લક્ષ્મી સમુદાયરૂપા છે, સમુદાયમાં આવેશે કરીને છે રૂપ–સ્વરૂપ–જેનું એવાં લક્ષ્મી છે, બહુ શ્રીગોપીજનના સમુદાયમાં–યૂથમાં–આવેશે કરીને લક્ષ્મીનું પણ સ્વરૂપ છે, તેથી લક્ષ્મી પણ સમ્બન્ધિની છે, યદા 'લક્ષ્મી પણ તદ્ભોક્ત્રી છે ત્યારે ગોપિકામાત્રનું સમ્બન્ધિત્વ કેમ ?' એમ આકાઙ્ક્ષા થાય તો તેનો પરિહાર કરે છે કે લક્ષ્મી પણ અમારામાં જ છે, 'ગોપિકાનાં' પદમાં બહુવચને શ્રીગોપીજનમાં લક્ષ્મીનો પણ અન્તર્ભાવ સૂચિત કર્યો, લક્ષ્મીએ સહ જ લક્ષ્મ્યંશ સમાગત છે, ગોપિકાસમુદાયમાં આવેશે લક્ષ્મીનું સ્વરૂપ છે જ, 'પરન્તુ તેમ તો લક્ષ્મીનું ગૌણત્વ પ્રાપ્ત થાય' એ શઙ્કાને પરિહરે છે કે શ્રીગોપિકા તો લક્ષ્મીના અંશ છે, હેતુભૂતા લક્ષ્મીએ જ સુધાસમ્બન્ધમાં શ્રીગોપીજન તદ્યોગ્ય–સુધાયોગ્ય–થઇને સમાગત છે તેથી કૈમુત્યન્યાયે લક્ષ્મીનો તો મુખ્ય જ સમ્બન્ધ છે એમ સૂચિત થયું, અન્યત્ર લોકમાં તદ્ભોગ–અધરસુધાભોગ–પ્રસિદ્ધ નથી, પ્રથમ તો તાદશ વસ્તુનો ભોક્તા પુરુષ હોઇ શકતો જ નથી ત્યારે પછી યોન્યન્તરગત જીવ તો તદ્ભોક્તા ક્યાંથી જ હોય? તત્ર પણ આ તો વેણુ છે, એ વેણુ અધરસુધાનો ભોક્તા ક્યાંથી હોઇ શકે? તત્ર સ્થાવરત્વ તો બાધક છે જ પરન્તુ તેથી પણ અધિક બાધક તો એ છે કે વેણુ તો નીરસ છે, વેણુ કાંઇ આમ્રાદિવત્ સરસ નથી, એવો–સ્થાવર નીરસ પુરુષ-વેણુ અધરસુધાનો ભોક્તા ક્યાંથી હોઈ શકે? તત્ર પણ વેણુ તો ચેતન ચિદંશ જીવ પણ નથી, કેવલ સ્થાવર સદંશ છે. એવો વેણુ અધરસુધાનો ભોક્તા ક્યાંથી હોઈ શકે? આધિદૈવિક વેણુનું ચેતનત્વ સૂચિત કરતાં શ્રીગોપીજને આ પ્રકારે કથન કર્યું. અત્ર સર્વા જ શ્રીગોપિકા આધિદૈવિકી–અધરસમ્બન્ધિની–છે તેથી સ્વગોષ્ઠીમાં તે આધિદૈવિક અધરસમ્બદ્ધ વેણુનો પણ વિચાર ઘટે છે, તથા તે વેણુનું પણ ભોજન કથે છે, સર્વ ધર્મફલ છે એમ વૈદિક સિદ્ધાન્ત છે, સર્વ સાધન મનોનિગ્રહપર્યવસાયિ છે એમ શ્રૌત કથન છે તેથી અને ધર્મ ચિત્તશોધક છે તેથી સર્વ ધર્મફલ છે, સાધનવિચારમાં તો એમ જ છે, અનુગ્રહવિચાર તો ભિન્ન જ છે, તેથી 'વૈદિક' પદ ધર્યું, 'વૈદિક' સિદ્ધાન્તમાં ધર્મનું જ ફલ સર્વ છે, અનુગ્રહસિદ્ધાન્ત તો ભિન્ન જ છે, તેથી શ્રીગોપીજન કારણભૂત ધર્મને વિચારે છે કે 'વેણુએ શું સાધન કર્યું?' સર્વ પણ ધર્મ વેદસિદ્ધ છે અને અમે વેદરૂપા છીએ તેથી વેદસિદ્ધ ધર્મ અસ્મદજ્ઞાત કેમ હોય? જે ધર્મે અમારું જન્મ થયું છે,તાદશ ધર્મ કદાચિત્ સમ્ભવે, પરન્તુ તત્ર અમારામાં પણ મર્યાદાન્યાયે સાધનનો તો વિશેષ નથી, અમારું જન્મ વિચારરૂપ ધર્મે થયું પરન્તુ તત્ર પણ અમે સ્વરૂપયોગ્યા છીએ તેથી મર્યાદાન્યાયે અમારામાં સાધનનો કાંઇ વિશેષ નથી, યદા જે ધર્મ અમે કર્યો તે જ ધર્મ વેણુએ પણ આચર્યો એમ જણાય છે, કારણ કે એક જ સુધારૂપ ફલનો લાભ થયો છે, 'ત્યારે હવે વેણુવિષયક સન્દેહ જ શો?' એમ શઙ્કા થાય તો કથે છે કે પરન્તુ તત્ર પણ અસ્મત્કૃતસાધનમાં વિશેષ નથી, કારણ કે અમને આધિદૈવિક સ્ત્રીરૂપની પ્રાપ્તિ થઈ છે, પરન્તુ વેણુમાં તો તાદશ વિગ્રહની–સ્વરૂપની–પ્રાપ્તિ નથી તેથી તત્કૃત સાધનમાં વિશેષ છે, તેથી તેણે શું સાધન કર્યું એ મીમાંસા અત્ર પ્રાપ્તા થાય છે, અમારામાં સ્ત્રીત્વ અને વેણુમાં તો

તદભાવ છે, 'અમારા સાધનમાં વિરોધ નથી કારણકે તે 'ધર્મ'થી અમને સ્ત્રીત્વ સિદ્ધ થયું', પરન્તુ વેણુને તો સ્ત્રીત્વ સિદ્ધ થયું નથી, તેથી–તત્કૃતસાધનમાં વિરોધ છે તેથી–સન્દેહ થાય છે, કારણ કે સાધનવિરોધ સતે પણ ફલનું તો તેમાં પ્રત્યક્ષ જ દર્શન થાય છે, અત્ર 'ગોપ્યઃ' સમ્બોધન સમ્મત્યર્થ છે, 'આ' એમ પુલ્લિઙ્ગનિર્દેશ બાધક છે, સ્થાવરત્વ અને સ્ત્રીત્વાભાવ બાધક છે એ તો પ્રથમ કહ્યું જ છે, અને પુંસ્ત્વ પણ બાધક છે એમ 'ચ'કારનો આશય છે, 'સ્મ' પ્રસિદ્ધિવાચક છે, અધરસુધાભોગ તો રહસિ–એકાન્તમાં–થાય એમ અનુભવસિદ્ધ છે અને વેણુ તો પ્રસિદ્ધ જ ભોગ કરે છે, તેથી ભોગમાં પ્રસિદ્ધિ પણ બાધિકા છે, વસ્તુતઃ તો તેને ફલ નથી એમ 'બર્હાપીડ' શ્લોકમાં ઉપપાદન કર્યું છે, ત્યારે અન્યતરાબાધ કર્તવ્ય છે તેથી–સાધનમાં અને ફલમાં અબાધ–બાધાભાવ–કર્તવ્ય છે તેથી–સાધનબલનિશ્ચયે ફલાભાવ પૂર્વપક્ષ અને ફલબલવિચારે સાધનાભાવ સિદ્ધાન્ત છે, અત્ર વિચાર વૈદિક હોવાથી અધિકરણરીતિએ 'તર્હિ' ઇત્યાદિ કહે છે, અત્ર વેણુકૃત ભોગ વિષય છે, તે સમ્ભવે છે કે નહિ એ સંશય છે, પ્રસઙ્ગ સઙ્ગતિ છે કારણ કે ભુજ્યમાનસુધા ગોપિકાસમ્બન્ધિની છે તેથી નિજગોષ્ઠીમાં તદ્વિચાર ઉપેક્ષાર્હ નથી, સ્વરૂપયોગ્યતાસમ્પાદકસાધનબલનિશ્ચયે ફલાભાવ પૂર્વપક્ષ છે, સ્વરૂપયોગ્યતાસમ્પાદક અત્ર 'સાધનબલ' જાણવું, ફલબલવિચારે સાધનાભાવ સિદ્ધાન્ત છે એમ 'વેણુ'પદે કહે છે, 'વ' અને 'ણ' તે બે, અને બેને–વને અને ણને–અણુ કર્યા છે જેણે તે 'વેણુ', 'વ' મોક્ષાનન્દવાચક છે અને 'ણ' કામાનન્દવાચક છે, તે ઉભયને વેણુએ તુચ્છ કરી દીધા છે, તેથી વેણુ 'વેણુ' કહાય છે, લોકને તેપ્રકારે વેણુ સુખદાન કરે છે તેથી તેમાં ધર્મ છે એમ નિશ્ચય થાય છે, યદ્યપિ વેણુમાં સ્વરૂપયોગ્યતા નથી તથાપિ વેણુમાં ધર્મ છે એમ અનુમાન થાય છે, અધરસમ્બન્ધથી જ તથાત્વ–સુધાભોક્તૃત્વ–છે, તેથી ધર્મનો અનિશ્ચય પણ છે, તથાપિ વેણુ સ્વયં જ સાધન છે એમ નિશ્ચય થાય છે, પૂર્વોક્ત નિશ્ચયના અને અનિશ્ચયના એમ ઉભયના સમાધાનાર્થ સિદ્ધાન્ત કહે છે કે વેણુ સ્વરૂપતઃ જ સાધન છે એમ નિશ્ચય થાય છે, તત્ર પણ 'વેણુ સ્વયં જ જેણે કરીને સાધન થઈ ગયો તે સાધન કયું?' એમ આશઙ્કા થાય તો કહે છે કે પુષ્ટિબલને આશ્રયીને તેને સિદ્ધિ થઈ ગઈ એમ જણાવવાને મર્યાદામાં 'દામોદર' પદે હીનતા–સાધનહીનતા–ન્યૂનતા–કહે છે કે જે સાધને ભગવાન્ વશ થાય તાદશ સાધન મર્યાદામાં નથી, તેથી મર્યાદામાં સાધનની હીનતા વા ન્યૂનતા કહી, દામ છે ઉદરમાં જેના તે 'દામોદર' એમ નિર્વચનથી ભગવાન્નું ગોપિકાધીનત્વ સૂચિત થયું, સુધા અધરનિષ્ઠ છે અને અધર લોભાત્મક છે તેથી પણ સ્વતઃ અને પરતઃ વેણુનો સાધનાભાવ સૂચિત થયો, અને રસવિવક્ષામાં–રસભોગવિવક્ષામાં–તો રસનેન્દ્રિયની અપેક્ષા છે અને વેણુને તો રસનેન્દ્રિય પણ નથી એમ વેણુનો રસનેન્દ્રિયાભાવ પણ બાધક છે એમ 'સુધા'પદે સૂચિત કર્યું, રસભોગકથનેચ્છા રસનેન્દ્રિયાભાવના જ્ઞાને બાધિતા થાય છે, અર્થાત્ બાધક વિદ્યમાન હોવાથી વેણુનો રસભોગ સાધને કહી શકાય એમ નથી, નાદનું તો ભોજન વેણુ કરે છે એ તો અવિવાદ છે–કારણ કે વાણીનો વનસ્પતિમાં પ્રવેશ થયો, 'વાગ્ વૈ દેવેભ્યોપાક્રામદ્ યજ્ઞાયાતિષ્ઠમાના સા વનસ્પતીન્ પ્રાવિશત્' એમ શ્રુતિ કહે છે–પરન્તુ સુધાનો પણ ભોગ વેણુ કરે છે એ વિવાદાસ્પદ છે, કારણકે વેણુનો સુધામાં અનધિકાર તો પૂર્વે ઉપપાદિત છે. આથી સુધાભોગવિવાદમાં હેતુનું કથન કર્યું, કિઞ્ચ ભગવાન્ જો દાન કરે તો અનધિકારીમાં કદાચિદ્ રસભોગ સમ્ભવે પણ, અત્ર 'વ્યભિચારમાં સ્ત્રીસિદ્ધાન્તવત્' એ દૃષ્ટાન્ત છે, સ્ત્રીનિષ્ઠ રસમાં અધિકારી પતિ છે અને તે તો સ્વતઃ પણ તે રસનો ભોગ કરે છે, પરન્તુ પરકીય અનધિકારી છે, તત્ર તે તો તે સ્ત્રીએ 'દત્ત' જ ભોગને પ્રાપ્ત કરે છે. સ્વતોભોગમાં તે પરકીય જેમ અધિકારી નથી તેમ અત્ર પણ વેણુ અધિકારી નથી, સ્વતોભોગમાં તેનો અધિકાર નથી, પરન્તુ જો કદાચિદ્ ભગવાન્ દાન કરે તો પુષ્ટિબલે પણ ભગવદ્દત્ત જ ભોગને પ્રાપ્ત કરી શકે, પરન્તુ વેણુ તો સ્વયં ગોપિકાવત્ સ્વાતન્ત્ર્યે ભોગ કરે છે એ આશ્ચર્ય છે, અર્થાત્ વ્યભિચારમાં અનધિકારી પ્રતિ રસના ગમનમાં સ્ત્રીને વિષે સિદ્ધ જે અન્ત–રસરૂપ ફલ–તદ્વત્ જો ભગવાન્ કદાચિદ્ દાન કરે તો વેણુકૃત સુધાભોગ સમ્ભવે પણ, પરન્તુ ગોપિકાવત્ સ્વતોભોગ આશ્ચર્ય છે, 'પરન્તુ સુધાપાનનો નિર્ધાર કયે પ્રકારે કર્યો?' એમ શઙ્કા થાય તો કહે છે કે અધરસુખસમ્બન્ધે અમને પાન સિદ્ધ છે તેમ તેણે પણ પાન કર્યું એમ અમે માનીએ છીએ, કિઞ્ચ અસ્મદપેક્ષાએ તે વેણુમાં એક વિશેષ છે અને તે એ કે ભોજનમાં અવશિષ્ટ રસનો ભોગ હ્રદિની અને તરુ પણ કરે છે, હ્રદિનીકૃત અને તરુકૃત પાનની અન્યથાનુપપત્તિએ પણ વેણુએ પાન કર્યું એમ અમે માનીએ છીએ, વેણુ બાલ છે અને હ્રદિનીતરુ તેના માતાપિતા છે, તેથી જેમ બાલ માતાપિતાને જ પાસે છે તેમ બાલ વેણુ પણ ભોજનમાં અવશિષ્ટ રસે માતાપિતા હ્રદિનીતરુને પણ પાસે જ છે, ઉભયત્ર–હ્રદિનીના અને તરુના પાનાયનમાં–સાધક હેતુ કહે છે કે હ્રદિની હૃષ્યત્ત્વગ્ અન્તઃપૂર્ણાનન્દા થઈ છે, તેથી પણ અત્ર આનન્દાધિક્યે તે રોમાઞ્ચયુક્તા થાય છે, અને તેથી બાલ વેણુ સ્વભોજનમાં અવશિષ્ટ

રસે માતાપિતા હ્રદિનીતરુનું પાલન કરે જ છે એમ અમે માનીએ છીએ, તત્ર આ નિર્ણય છે, અત્ર રોમાઞ્ચ કમલરૂપ છે અને જગત્‌માં તે સર્વોત્તમ છે. જલસમ્બન્ધિ સર્વમાં કમલ પદાર્થ ઉત્તમ છે, અર્થાત્ કાંઇ હેતુ વિના જ આનન્દરોમાઞ્ચરૂપ ઉત્તમ કાર્ય થતું નથી, તેમ સતે તો શૈવલનો ઉદ્‌ગમ થાય કમલાદિનો તો કાંઇ ઉદ્‌ગમ ન થાય, અને તેથી જણાય છે કે હ્રદિનીએ અધરામૃતનું જ પાન કર્યું છે, અન્યથા તેમાં લક્ષ્મીનો ઉદ્‌ગમ થાય નહિ, હેતુ વિના કમલના આનન્દરોમાઞ્ચત્વમાં કમલ પ્રકટ સતે પણ તે કમલમાં લક્ષ્મીનો ઉદ્‌ગમ થાય નહિ, કમલ રસોદ્દીપક છે તેથી ઉદ્‌ગત કમલમાં લક્ષ્મી સમાગમન કરે છે–કારણ કે યત્ર પણ અતિશય દૃશ્યમાન થાય છે તત્ર સર્વ પણ સ્વાર્થનું અનતિલઙ્ઘન કરીને જ તે અનિશય દૃશ્યમાન થાય છે એમ ન્યાય છે–એ કથીને લક્ષ્મીનું તદેકયોગિત્વ ઉપપાદિત કર્યું, હ્રદિની હૃષ્યત્ત્વક્ થઇ ગઇ એ તો ઉપલક્ષણમાત્ર છે, તરુઓએ અશ્રુમોક કર્યો, તેમણે તો હર્ષાશ્રુનું પણ મુઞ્ચન કર્યું, મકરન્દ કાંઇ અન્યનો રસ નથી, અને અત્ર ફલ રોમાઞ્ચ છે અને મધુધારા અશ્રુ છે, અન્યથા આ ઉભયવિધનો–રોમાઞ્ચનો અને અશ્રુનો–સમ્ભવ નથી, રોમાઞ્ચ અને અશ્રુ એ દ્વય ઉભયમાં–હ્રદિનીતરુમાં–સ્વાભાવિક છે એમ પણ માની શકાય નહિ, કારણ કે કાદાચિત્ક છે, વેણુનાદાનન્તર જ હ્રદિનીતરુને આ રોમાઞ્ચાશ્રુ થયું છે અને સ્વાભાવિક ફલથી અને મધુધારાથી પણ રોમાઞ્ચાશ્રુનું વૈલક્ષણ્ય છે, 'યથાર્યાઃ' પદે ને જ કથે છે કે ભગવદ્ધર્માન્તઃપ્રવેશે જ આર્ય–સત્પુરુષ–હૃષ્યત્ત્વક્ થઇને અશ્રુમોક કરે છે, તેમ અત્ર પણ અન્તઃપ્રવિષ્ટ ભગવદ્ધર્મ આર્યસત્પુરુષવત્ જ હ્રદિનીતરુ પણ હૃષ્યત્ત્વક્ થઇને મધુધારારૂપ અશ્રુનું મુઞ્ચન કરે છે, તેથી સિદ્ધ થાય છે કે માતૃરૂપહ્રદિની અને પિતૃરૂપતરુ વેણુભુક્તાવશિષ્ટ અધરસુધારસના પાતા છે, એ પ્રકારે આ શ્લોકમાં આર્યના દૃષ્ટાન્તે નદીતરુનું રસપાતૃત્વ જ્ઞાપ્યું, તેથી વેણુમાં સુધાપૂરણ નિર્ણીત થયુ જાણવું.

**શ્રીમત્પ્રભુચરણકૃત સ્વતન્ત્ર।**

અત્ર આ વિચારાય છે, પૂર્વે 'રન્ધ્રાન્ વેણોરધરસુધયા પૂરયન્' એમ કથન થઇ ગયું છે તે વેણુના રન્ધ્ર જ મુખરૂપ છે, તત્ર મુખરૂપ રન્ધ્રમાં જો અધરસુધાનું પૂરણ થાય ત્યારે તો અનાયાસે જ પ્રભુકારિત જ વેણુકૃત અધરસુધાભોગ થાય છે તેથી 'સ્વયં ભુઙ્ક્તે' પદ યદ્યપિ અનુપપન્ન છે તથાપિ ઉક્તરીત્યા સુધાપૂરણ નિજપ્રિયાના સાક્ષાત્સુધાભોગાધિકારસમ્પત્ત્યર્થ જ છે, વેણ્વર્થ તે કાંઇ નથી, તેથી જ 'ગોપિકાનાં' પદ કથ્યું, નિજ પ્રિયાના એમ સાક્ષાત્સુધાભોગાધિકારસમ્પત્ત્યર્થ વેણુરન્ધ્રમુખમાં અધરસુધાપૂરણ સતે વેણુ જો તદ્‌ભોજન કરે છે તે સ્વતઃ જ કરે છે તેથી 'સ્વયં ભુઙ્ક્તે' પદ પણ સુન્દર કથ્યું, 'પરન્તુ એ પ્રકારે તો આ વેણુભુક્તાવશિષ્ટ જ અધરસુધારસનું પાન પ્રભુપ્રિયાએ કર્યું એમ પ્રાપ્ત થાય, કારણ કે અધરસુધાને રન્ધ્રસમ્બન્ધ પ્રાથમિક થાય છે અને મુખરન્ધ્રદ્વારા કિઞ્ચિત્કાલપર્યન્ત–શ્રીગોપીજન સાક્ષાત્સુધાભોગ કરે તત્ર પર્યન્ત–વેણુ અધરસુધાનું ભોજન કરે નહિ એમ માનવાનું કારણ નથી' એમ શઙ્કા થાય તો તેનો પરિહાર આ પ્રકારે છે, અત્રત્ય સર્વ અલૌકિક છે, તેથી લૌકિકી યુક્તિએ તેનો નિર્ણય કરવો ઉચિત નથી, અન્યથા 'સરસ્સરિન્મહીધ્ર'માં કૃત વેણુકૂજિતનું શ્રવણ વ્રજસ્થિતા જ સ્વામિની કેમ કરે અને અન્ય કોઇ પણ તચ્છ્રવણ કેમ ન કરે? 'તદ્ વ્રજસ્ત્રિય.' શ્લોકમાં આ ઉપપાદિત થઇ ગયું છે, એમ અત્રત્ય સર્વ પ્રકાર અલૌકિક સતે ભગવદિચ્છા બલિષ્ઠ છે તેથી અને પ્રયોજન પણ અતિગુરુ છે તેથી અધરસુધાનો પ્રાથમિક પ્રવેશ વ્રજદેવીના કર્ણહૃદયમાં જ થયો, વેણુના મુખરન્ધ્રમાં તો પ્રાથમિક પ્રવેશ થયો જ નથી, તેથી 'શ્રીગોપીજનને વેણૂચ્છિષ્ટરસપાન પ્રાપ્ત થાય' એ શઙ્કાનો નિરાસ થઇ ગયો, અપરઞ્ચ જેમ ઉચ્છ્વાસદશામાં આસ્યમાંથી પતિત પણ વસ્તુ ઉદ્‌ગીર્ણ જ થાય છે નિગીર્ણ થતું નથી તેમ વ્યવહિતદેશસ્થસ્વપ્રિયાકર્ણહૃદયપૂરણૈકચિત્ત ભગવાને નિજ આસ્યામ્બુજમાંથી ઉદયમાન નાદબ્રહ્માવિર્ભાવહેતુ શ્વાસ એવો તો પ્રકટ કર્યો કે માર્ગત્વે તે શ્વાસ પ્રસક્તઃ રન્ધ્રમાં આવ્યો અને તત્ર પૂરિતા અધરસુધાને અભીષ્ટ જ દેશમાં લઇ ગયો, તેથી ઇતર–વેણુ–ભગવદધરસુધાનો ભોગ કરવાને પણ શક્ત થયો નહિ, એમ સતે પણ મુખમાં વેણુને સાક્ષાદધરસમ્બન્ધ છે તેથી વેણુકૃત પાનની સમ્ભાવના થાય છે અને વેણુત્વે તત્પાનનો નિશ્ચય પણ થાય છે તેથી વેણુને તદ્‌ભોગ છે પરન્તુ વ્રજદેવીને તો તેનો સાક્ષાદ્‌ભોગ જ ઉક્ત પ્રકારે છે તેથી વેણ્વવશિષ્ટ રસનો ભોગ શ્રીગોપીજનને સર્વથા નથી, અન્યથા જેમ હ્રદિન્યાદિમાં વેણ્વવશિષ્ટ રસપાન કથ્યું તેમ અત્ર શ્રીગોપીજનમાં કથત અને 'ગોપિકાનાં' પદે શ્રીગોપિકાનું જ સુધામાં સ્વત્વ જે કથ્યું છે તે વદત નહિ, અપરઞ્ચ સ્વાતન્ત્ર્યે વેણુનો સુધાભોગ ભગવાનને મનીષિત છે, અન્યથા હ્રદિન્યાદિમાં સુધાસમ્બન્ધ ન થાય, અને તેમ સતે હ્રદિન્યાદિમાં અગ્રિમા ભગવલ્લીલા પણ ન થાય–કારણ કે એતત્સુધાસમ્બન્ધીમાં જ ભગવલ્લીલા ચિકીર્ષિતા છે–તેથી ભગવાન જલસ્થલરમણસમ્બન્ધીમાં વેણુદ્વારા એ સુધાસમ્બન્ધ કરાવે છે અને તે સમ્બન્ધ તો નાદદ્વારા નિર્ગત જે

વેણુભુક્તસુધાંશ છે તેણે કરીને જ થાય છે, એમ સતે વ્રજદેવીના અને વેણુનો યુગપત્સુધાભોગ ઉપપન્ન થઈ રહે છે, તેથી સર્વ અવદાત છે, કિઞ્ચ દામોદરત્વે વ્રજદેવ્યધીન અવશ ભગવાન્ તદુપભોગોપયોગિ સર્વ સમ્પાદે છે તેથી આથી અધિક શું કથીએ? ઉદ્વેલ જલધિનો નિરોધ કોઇ પણ કરી શકતું નથી, અમે દિગ્દર્શનમાત્ર એ પ્રકારે કહ્યું તે દિશાએ ભાવ્યવાને શ્રીગોપીજનનો સર્વોત્કર્ષ અવધારીને ભગવદ્વ્યતિરિક્ત કોઇનું પણ ઉચ્છિષ્ટ શ્રીગોપીજન સ્વીકારતાં નથી એમ અનુભવવું, 'રન્ધ્રાન્ વેણોરધરસુધયા' વાક્યે જે વેણુવાદનનું કથન કર્યું તે જ આ વેણુવાદન છે એમ અમે જાણીએ છીએ,રન્ધ્રમાં પૂરણરૂપ તે તો સર્વાભોગ્યા સુધાનું છે,અને વેણુકૃતભોગરૂપ આ-પૂરણ-તો દેવભોગ્યા સુધાનું છે, તેથી 'તત્રશ્લોકત તે કયે પ્રકારે' એમ પણ શઙ્કા ન કરવી, કારણ કે અન્યદા પણ-ગાયના આહ્વાનમાં 'અનુચરૈઃ' શ્લોકમાં 'ગા ગોપકૈઃ' ઇત્યાદિ શ્લોકમાં 'નદ્યસ્તદા' ઇત્યાદિ શ્લોકમાં-એતત્કાર્ય કહ્યું છે, અન્યદા પણ સુધા ઉભયરૂપા છે, તત્ર શ્રીસ્વામિનીજીના અધિકારસમ્પત્ત્યર્થ સર્વાભોગ્યસુધાપૂરણ છે અને અત્ર વેણુ તો દેવભોગ્ય-સુધાંશનો ભોગ કરે છે એમ વિવેક છે, તેથી-ઉભયરૂપત્વહેતુથી-આરમ્ભમાં જ અત્ર શ્રીસ્વામિનીજીમાં અધિકાર-સમ્પત્ત્યર્થ વેણુરન્ધ્રમાં જે આ સુધાપૂરણ છે તે તો 'રન્ધ્રાન્ વેણોરધરસુધયા'સામયિક જ કહ્યું એમ જણાવવાને પણ 'ગોપિકાનાં' પદ કહ્યું, અને અત્ર શ્લોકમાં પણ 'ગોપિકાનાં' પદથી સુધાનું ઉભયરૂપત્વ જણાવ્યું, અને તેથી સુધાનું ઉભયરૂપત્વ-સર્વાભોગ્યત્વ અને દેવભોગ્યત્વ-સિદ્ધ થયું.

यद्वा આ વેણુએ શું કુશલ-કીદશ કૌશલ-આચર્યું તે તમે દેખ્યું કે નહિ? એમ પૂછતાં 'કુશલં' ઇત્યાદિ કહે છે, 'કુશલં' પદમાં 'કુશલત્વમ્' એમ ભાવપ્રધાન નિર્દેશ છે, તેથી ભાવનું અનિર્વચનીયત્વ

अन्य स्वतन्त्र लेख।

અને અન્યે અવેદ્યત્વ બોલ્યું, તેથી આપણને સર્વને તેનું અજ્ઞાન છે એમ બોધવાને 'ગોપ્યઃ' સમ્બોધન ધર્યું, 'ત્યારે તે કુશલ કયે પ્રકારે દ્રષ્ટવ્ય છે?' એમ અપેક્ષા થાય તો તત્ર 'રમ' પદ કહે છે, વિચારતઃ સ્ફુટ જ છે, જે વેણુને આપણે સર્વદા અચેતનત્વે વ્યવહર્યો તે આ વેણુએ તો ચેતનથી પણ અધિક કર્યું એમ આશ્ચર્યે 'અય'પદ કહે છે, એ સ્વયં નિઃસાર છે તથાપિ ચેતનથી પણ તેણે તો અધિક કર્યું તેથી પણ આશ્ચર્ય છે એમ 'વેણુ'પદે કહે છે, 'તે કૌશલ કયું?' એમ શઙ્કા થાય તો 'દામોદરસુધાં' પદે પરિહરે છે, કેટલાં બધાં સાધને કરીને અમે સર્વે મલીને જે સુધાનો ભોગ કરીએ છીએ તે સુધાનું ભોજન તે સ્વયં અદ્વિતીય અસાધન સતે પણ કરે છે! આ એવું કૌશલ છે, અને અન્યત્, તે સુધાનું ભોજન કરીને પણ તલ્લક્ષણ પુલક અને આર્દ્રતા પ્રકટ કરતો નથી, જો પ્રકટ કરે તો પલ્લવિત અને આર્દ્ર થાય, તેમ સતે તેનું વાદન થઈ શકે નહિ, તેથી 'પ્રભુ મારો ત્યાગ કરશે' એમ જાણીને જે સુધાના સ્વરૂપ પણ પાને આપણાથી તલ્લક્ષણ પુલક અને આર્દ્રતા નિવારી શકાતી નથી તે સુધાનો યથેષ્ટ ભોગ કરતો સતો પણ આ વેણુ તલ્લક્ષણ પુલક અને આર્દ્રતા પ્રકટ કરતો નથી! તેથી રસસ્વભાવને પણ અન્યથા કરીને સ્વ સ્વભાવ પ્રકટ કરે છે એ જ એવું કૌશલ, અને તેથી જ અમારી આર્દ્રતા દેખીને 'ક્ષિપ્રકાલવિરહે પણ આ શ્રીગોપીજન નષ્ટ થઈ જશે નહિ' એમ માનતા પ્રાણનાથે અમને વ્રજમાં ત્યજ્યાં અને વેણુની તો અનાર્દ્રતા દેખીને 'મારા વિના આ વેણુ તો એક ક્ષણ પણ સ્થિતિ કરી શકશે નહિ' એમ માનતા તે અમારા પ્રાણનાથે તે વેણુનું શ્રીકરે ગ્રહણ કર્યું અને વનમાં વિનય પણ કર્યો, આ સર્વ આપણા અકૌશલથી જ, 'જ્યારે સુધાનું લક્ષણ-પુલકાર્દ્રતા-વેણુમાં નથી ત્યારે તેનો સુધાભોગાભાવ જ કેમ કથતાં નથી?' એમ શઙ્કા થાય તો 'યદવશિષ્ટરસં'પદે પરિહરે છે, અત્ર આ ભાવ છે, જો વેણુને જ ભોગ સિદ્ધ ન થયો હોત ત્યારે તો તદવશિષ્ટ તેનો ભોગ હ્રદિન્યાદિને કેમ થાત? અને હ્રદિન્યાદિને તો પુલકાદિક પણ થયું જ છે તેથી તેમનો ભોગ તો નિઃસન્દિગ્ધ છે, આ વેણુ રસિક નહિ હશે એમ પણ ન માનવું, કારણ કે યત્ર પરમ્પરાસમ્બન્ધે પણ રસસ્વભાવથી જડ હ્રદિન્યાદિને પણ રસિકત્વ થાય છે તત્ર સાક્ષાદધરસમ્બન્ધે વેણુના રસિકત્વમાં તો કથવું જ શું એમ ઉપપત્તિ છે, તેથી વેણુએ ભોગ કર્યો તેનું પણ કારણ સ્વકૌશલ છે અને આપણને ભોગ નથી તેનું પણ કારણ આપણું અકૌશલ છે, તેથી વેણુનો ઉપાલમ્ભ કરે શું થાય!

**प्रकारान्तर**-યદ્વા આ વેણુએ અમારું કુશલ-ક્ષેમ-શું આચર્યું! કાંઇ પણ નહિ. 'પરન્તુ આપણે એનો શો ઉપકાર કર્યો કે તે આપણને ઉપકૃત કરે!'એમ શઙ્કા થાય તો 'અય'પદે પરિહરે છે, આપણા પ્રાણવલ્લભે રસપારવશ્યથી એનું વિસ્મરણ કર્યું હતું અને પ્રાણવલ્લભ કદાચિદ્ વાદન કરે એમ જેને અર્થે અમે પ્રાર્થના કરી હતી તે જ આ વેણુ છે, તે જ હવે જો આપણે આ વેણુને અન્યથા કરી દીધિ હોત તો અધુના આ વેણુ સુધાભોગ કયે પ્રકારે કરત! તેથી આપણે એનો અત્યાચાર ન કર્યો તે જ મહાન ઉપકાર આપણે આ વેણુ પ્રતિ કર્યો છે, અથવા 'યદ્વશિષ્ટ' પદે આપણું

આહ્વાન કર્યું ત્યારે એણે આપણું કુશલ નથી કેમ કર્યું? એમ શઙ્કા થાય તો 'અય'પદે પરિહરે છે કે સમ્પ્રતિ વાદ્યમાન આ વેણુએ કાંઇ તે કુશલ કર્યું નથી, તે રાસસામયિક વેણુએ તો આપણું કુશલ કર્યું જ છે એમ 'અયં' કથનનો આશય છે, 'પરન્તુ. ઇયદવધિ આપણને તેનું–વેણુના સ્વરૂપનું–અજ્ઞાન કેમ રહ્યું?' એમ આશઙ્કા થાય તો તે અજ્ઞાન પણ આપણી મુગ્ધતાથી જ થયું એ આશયથી 'ગોપ્યઃ'પદ કથે છે,'પરન્તુ એનું તે કેટલું સામર્થ્ય કે જે સામર્થ્યે એ આપણો ઉપકારક થાય?' એમ શઙ્કા થાય તો 'વેણુ'પદે પરિહરે છે, વેણુનું તો એતાવત્ સામર્થ્ય છે કે જે સામર્થ્યે બ્રહ્માનન્દને અને વિષયાનન્દને પણ અણુ–તુચ્છ–કરી દે છે તો એનું અન્ય અસામર્થ્ય શું હોય? 'વેણુના તેવા સામર્થ્યમાં કારણ શું?' એમ આશઙ્કા થાય તો 'દામોદરસુધાં' પદે પરિહરે છે કે જે સુધા સર્વતોધિક અને દુર્લભ છે તે દામોદરસુધાનો ભોગ આ વેણુ કરે છે તેથી ઇતરનો તુચ્છકાર કરે તો તત્ર શું આશ્ચર્ય છે? 'અસ્તુ, એણે આપણું કુશલ ન કર્યું પરન્તુ અકુશલ શું કર્યું?' એમ શઙ્કા થાય તો 'ગોપિકાનાં' પદે પરિહરે છે, આ સુધા સર્વતઃ આપણી જ છે, તે જ સુધાનું સર્વતઃ અપહરણ એણે કરી લીધું, એથી અધિક અન્ય કયો અપકાર હોઇ શકે? યદ્વા 'જેમ આટલાં આપણે ભોગ કરીએ છીએ તેમ તે વેણુ પણ ભોગ કરે છે' એમ આશઙ્કા થાય તો 'ગોપિકાનાં'પદે પરિહરે છે, જ્યારે આ સુધાનો ભોગ આપણે કરીએ છીએ ત્યારે જ અસ્મદીયા પણ અધરસુધાનો ભોગ પ્રિય પ્રભુ કરે છે, એમ સતે તદીયા અધરસુધામાં અસ્મદીયા પણ સુધાની સ્થિતિ છે, કારણ કે નિરન્તર ભોગાભ્યાસ છે, તેથી તે અધરસુધાના ભોગમાં ઇતરા પણ અધરસુધાનો ભોગ તેને સમ્ભવે છે, અને એ તો પુરુષ છે તેથી ઇતરા અધરસુધાના તત્કૃત ભોગે તે આપણું મહદ્ જ અકુશલ કરે છે એમ 'સર્વમપિ' શબ્દે ધ્વનિત થાય છે, 'જો પ્રિય જ પ્રદાન કરે તો એ વેણુનો શો દોષ?' એમ આશઙ્કા થાય તો 'સ્વયં'પદે પરિહરે છે, પ્રિય તો 'દામોદર' છે તેથી પ્રિય તો એમ કરતા નથી, એ તો વેણુ 'સ્વયં'જ પાન કરી લે છે, 'જે સ્વાર્થપર હોય તેને આપણા કુશલે અને અકુશલે શું?' એમ આશઙ્કા થાય તો 'પદવશિષ્ટ' ઇત્યાદિ પદે પરિહરે છે, વસ્તુતઃ એણે સ્વાર્થ પણ ન સાધ્યો અને પરાર્થ પણ ન સાધ્યો, સ્વાર્થપક્ષમાં તે કેવલ 'સ્વયં' જ ભોગ કરત અને પરાર્થપક્ષમાં જેની સુધા છે તેને તે અર્પી દેત, એણે તો તે દ્વયમાંથી એક પણ ન કર્યું, એણે તો તૃતીય જ કર્યું, એણે તો અવશિષ્ટ સુધા હ્રદિન્યાદિને અર્પી દીધી, તેમ સતે પણ જો તેનું અજ્ઞાન જ રહત તો આપણને પણ ખેદ ન થાત એ આશયે 'હૃષ્યત્ત્વચઃ' ઇત્યાદિ કથે છે, અપિ ચ 'એતદ્રસભોક્તામાં–વિશેષતઃ સ્ત્રીમાં–અવશ્ય લજ્જા અપેક્ષિતા છે તેથી તરુ તો પુરુષ હોવાથી તેનામાં કદાચિદ્ અલજ્જતા યુક્તા પણ હોય પરન્તુ હ્રદિની તો સ્ત્રી છે તથાપિ એમ કેમ થઇ ગઇ?' એ આશયે 'યથાર્યા.' પદે દૃષ્ટાન્ત કથે છે, જેમ શાસ્ત્રીય ભક્તને રોમાઞ્ચાદિ થાય છે તેમ આ હ્રદિનીને થયું એમ 'આર્ય'પદે સૂચન કર્યું, કિઞ્ચ જેને જે અર્થ અપેક્ષિત છે તેને તેનું દાન કરવું એમ દાનવ્યવસ્થા છે, એમ સતે નદી અને તરુ તો સ્વભાવત આર્દ્ર છે તેમને તો પુન આર્દ્રતા અપેક્ષિતા નથી અને સમ્પ્રતિ અમે અનાર્દ્રા છીએ તેથી અમારે તે સુધાની અપેક્ષા છે અને વેણુ 'અમને સજીને નદીને અને તરુને આર્દ્ર કરે છે' એમ કથીને મહતી અનૌચિતી દર્શાવી.

**પ્રકારાન્તર**–યદ્વા આપણું કુશલ અને અકુશલ એ વાર્તા જ મા કરો, કારણ કે આપણે સ્ત્રી અને વ્રજસ્થા અને એ તો પુરુષ અને વનસ્થ તેથી આપણો એની સાથે કોઇ પણ પ્રકારનો સમ્બન્ધ જ નથી, પરન્તુ એટલું તો વિચારો કે એણે સ્વનું પણ કાંઇ કુશલ આચર્યું? નિજ કુશલ પણ એણે આચર્યું નથી એ કાકૂક્તિ છે,'એમ કેમ?' એ આશઙ્કા થાય તો 'અય' વેણુઃ' પદે પરિહરે છે, એ તો પુરુષ અને વાદ્યવિશેષ છે, અત્ર આ અભિપ્રાય છે, જે ફલને અર્થે જે સાધન જે કોઇ કરે છે તે જ સાધને તે ફલની યોગ્યતાને પણ તે પ્રાપે છે, તત્ફલયોગ્યતાર્થે પણ સાધનાન્તરની અપેક્ષા રહેતી નથી, તેથી જેમ પૂર્વે આપણે શ્રુતિઓ હતાં અને એતદ્રસભોગાર્થ કિઞ્ચિત્ કુશલ આપણે કર્યું અને તે જ કુશલે એતદ્રસયોગ્યતારૂપ ગોપીત્વ પણ પ્રાપ્ત કર્યું તેમ એણે પણ જો એતદ્રસાર્થ કુશલ કર્યું હોય ત્યારે તો અસ્મદાદિવદ્ એને પણ એતદ્રસાનુભવયોગ્યત્વ પ્રાપ્ત થાત, પરન્તુ તે યોગ્યતાનો તો એમાં અભાવ છે તેથી એણે કુશલ કર્યું જ નથી એમ જણાય છે, કિઞ્ચ આપણે તો યદ્યપિ શબ્દાભિમાની શ્રુતિઓ હતાં તથાપિ ગોપીત્વ વિના એતદ્ભોગમાં આપણો અધિકાર પ્રાપ્ત થયો નહિ, અને એ તો શબ્દબ્રહ્મના ઉપસર્જનભૂતમાત્ર છે, શબ્દબ્રહ્માત્મકત્વ પણ એને પ્રાપ્ત થયું નથી, તેથી એણે તો એટલું પણ કુશલ કર્યું નથી કે જેણે કરીને અસ્મત્પૂર્વરૂપ શબ્દબ્રહ્મત્વને પણ પ્રાપ્ત કરે તો એતદ્રસપ્રાપક કુશલ તો એણે ક્યાંથી જ કર્યું હોય? અપિ ચ વાદ્યે કાંઇ રસનો ભોગ થઇ શકે નહિ, વાદ્ય તો ઉદ્બોધમાત્ર કરી શકે, ભોગ તો રસાલમ્બનરૂપ આપણને જ સિદ્ધ થાય એમ રસ

શાસ્ત્રનો સિદ્ધાન્ત છે, પરન્તુ સાક્ષાત્ તદધરસમ્બન્ધમાત્રસમ્પાદક કિઞ્ચિત્કુશલ તો એના વેણુત્વથી પ્રસિદ્ધ જ છે એમ 'સ્મ'પદે કહે છે,અન્યથા વંશાન્તર પણ સતે આ જ વંશ વેણુભાવને કેમ પ્રાપ્ત થાય ? 'એ રસભોગ કરે છે અને આપણે તો તેનું દર્શન કરીએ છીએ તેથી આપણા કથને શું ?' એમ શઙ્કા થાય તો 'ગોપ્યઃ' પદે પરિહરે છે, નિજ ભાગ્યથી જ આપણને ભોગપ્રતીતિ થાય છે, વસ્તુતઃ એને ભોગ નથી, પરન્તુ 'પ્રિયે એનામાં સુધા પૂરી ત્યારે ભોગમાં અવશિષ્ટ શું ?' એમ શઙ્કા થાય તો 'દામોદરસુધાં' પદે પરિહરે છે, સત્ય છે, પૂરણાભિપ્રાયે તો એ સુધાનો ભોગ કરે છે તથાપિ શું એ સ્વયં ભોગ કરે છે ? સ્વયં ભોગ કરતો જ નથી, એમ અત્ર પણ 'અપિ' શબ્દે કાકૂક્તિ ધ્વનિતા થઈ, પૂરણ તો અન્યાર્થક છે તદર્થક નથી, શ્રીયશોદાજીએ પૂર્વે ઉલૂખલે બન્ધન કર્યું તતઃ ભીતસ્વરૂપ દેખીને સ્નેહાતિશયથી અધરમાં ચુમ્બન કર્યું તેથી ચુમ્બનમાત્રે તત્સુધાભોગ પણ શ્રીયશોદાએ કર્યો એમ કથવું જેમ ઉચિત નથી, કારણ કે તેનો તેવો અધિકાર જ નથી, તેમ અત્ર પણ જાણવું એ આશયથી 'દામોદર'પદનું કથન કર્યું, અપરઞ્ચ બાલ્યમાં પણ રોષભાવે માતૃચરણે જેને વશ કર્યા તે પ્રિય અસ્મદ્રસભાવે અસ્મદ્ભોગદશામાં વશ થઈ જતાં અસ્મત્પ્રતિકૂલ કેમ આચરે એમ 'દામોદર' પદનો ધ્વનિ છે, દામે જે બદ્ધ થયા તે અસ્મત્પ્રણયે શું બદ્ધ થશે નહિ એમ પણ ધ્વનિ છે, તેથી સ્વરૂપતઃ વેણુને સુધાની પ્રાપ્તિ નથી એમ સૂચિત કર્યું, અધર લોભાત્મક છે તેથી સ્થાનતઃ પણ વેણુને સુધાની પ્રાપ્તિ નથી 'અધર'પદે નીચ-દેશનું પણ કથન થાય છે, અને તેથી જેમ ઉચ્ચદેશસ્થિત સ્વતઃ પણ પતન્ રસ મુખમાં સમાગમન કરે છે પરન્તુ નીચદેશસ્થિત રસ તો આહરણક્રિયાએ જ ગૃહીત થાય છે, પ્રકારાન્તરે તેનું ગ્રહણ કાંઇ થઈ શકતું નથી, તેમ આ રસ પણ સ્વપ્રયત્નથી જ અનુભૂત થાય છે, અત્ર અનુભવ જ સાક્ષી છે, તેથી ક્રિયારહિત વેણુ આ રસનો અનુભવ કયે પ્રકારે કરી શકે ? સ્ત્રીનું સ્વરૂપપ્રકટન સ્ત્રીના જ અગ્રે સમ્ભવે, રસભરદશા વિના નિજ પતિને પણ સ્વરૂપનું પ્રકટન તે કરતી નથી તો પુરુષાન્તરને તો કયાંથી જ કરે ? તેથી રસસ્વભાવથી સુધાની પ્રાપ્તિ વેણુને નથી એમ 'સુધા' પદના સ્ત્રીલિઙ્ગનિર્દેશનો ધ્વનિ છે, એમ સતે 'પૂરણ' અન્યાર્થક છે ત્યારે તો જેને અર્થે પૂરણ કર્યું તે અન્ય કોણ ?' એમ અપેક્ષા થાય તો 'ગોપિકાનાં' પદે કહે છે કે આપણે જ અર્થે તે સુધાનું પૂરણ થયેલું છે, 'ગોપિકા' પદે તાત્પર્યાન્તર પણ અભિવ્યઙ્ગ્ય છે, તે આ પ્રકારે, આપણે તો ચાતુર્વર્ણભિન્ના અને પતિમતી છીએ, તેથી દિવસે તત્ર ગમન કરવાને અશક્તા છીએ એમ અસ્મત્પ્રાણપતિએ સ્વયં જાણીને અસ્મદ્ભોગ્યસુધા આપણને પ્રાપ્તા થાય એવી ઇચ્છાએ અસ્મત્પૂર્વરૂપ શબ્દબ્રહ્મમાં તે સુધાને પૂરી તેથી પૂરણસમયે આપણે જ ભોગ કર્યો તેણે ભોગ કર્યો નથી એમ સર્વ ઉપપન્ન છે, અથવા પૂરણની અન્યથાનુપપત્તિએ વેણુએ પણ ભોગ કર્યો એમ હોય તથાપિ એ તો તદધરસુધાનો ભોગ સ્વયં કરી લે છે, જેમ પ્રિય આપણને સ્વકીયા અધરસુધાનું પાન કરાવે છે તેમ કાંઇ પ્રભુ વેણુને પાન કરાવતા નથી, તેથી અસ્મદ્ભોગમાં તો મહાન્ જ વિશેષ છે, અને તેથી એણે ભોગ પણ કર્યો તથાપિ શું ? કિઞ્ચ એ તો ભોજન કરે છે કાંઇ પાન કરતો નથી, અને રસ તો પેય છે, પાનથી જ રસનું રસત્વ પ્રાપ્ત થાય છે, અને તે પાન પણ રસનેન્દ્રિયસાપેક્ષ છે, તેથી તાદૃશ પાન તો વેણુમાં અનુપપન્ન જ છે, અને તેથી 'ભુઙ્ક્તે' પદ થયું, યદ્યપિ ભોજન પણ રસનેન્દ્રિયસાપેક્ષ છે તથાપિ ગિલને ઉદરપૂર્તિમાત્ર જ અત્ર 'ભોગ'પદનો અર્થ છે, રસનું સ્વરૂપ જાણીને રસાસ્વાદપૂર્વક કાંઇ ગ્રહણ તેણે કર્યું નથી, અને ગિલન પણ સ્વપ્રયત્નતઃ નહિ, તેમ સતે તો એને રસનું જ્ઞાન વા સ્પર્શ સમ્ભવે તેથી ગિલનમાં પણ પ્રભુપ્રયત્ન છે, અને તેથી 'અધરસુધયા પૂરયન્' પદે એમ ભગવત્કર્તૃક જ તત્પૂરણ શ્રીશુકે કહ્યું, તેથી સ્વરુચિએ તૃપ્તિપર્યન્ત પીત રસ ઉદ્ગીર્ણ થાય નહિ વા અપચારને ઉત્પન્ન કરે નહિ, પરન્તુ પરેચ્છાએ પીત સ્વલ્પ પણ રસ ઉદ્ગીર્ણ થાય છે, તેથી જ એને રસનું ઉદ્ગિરણ થયું એમ 'યદવશિષ્ટ' ઇત્યાદિ પદે કહે છે, ભુક્તનું જ ઉદ્ગિરણ થયું-રસાન્તરનું કાંઇ ઉદ્ગિરણ થયું નથી-એમ માનવું, અન્યથા આ પેપીયમાન રસ સ્વની જ તૃપ્તિ ન કરે તો અપરોક્ષ અને અન્યમાં તત્પાન કયાંથી સમ્ભવે ? અપિ ચ જો ભુક્ત સુધાંશ પણ એનામાં જ રહે ત્યારે તો એ પણ તજ્જનિત પુલકાદિ અવશ્ય પ્રકટ કરે, કારણકે આપણને તેવો અનુભવ છે, અને એનતર્બહિશ્ચરરસ-પોતામાં પણ તેમ જ દર્શન થાય છે, તેથી એમાં તો કથી ભોગક્રિયા અને અન્યમાં કથી તદ્વ્યંજનક્રિયા, અને અન્ય પણ, એતદ્રસની સ્થિરતા એમાં થાય એમ ભગવાનની ઇચ્છા પણ નથી પરન્તુ એનદસનું અન્યત્ર પ્રેરણ જ અભિપ્રેત છે, અન્યથા એક રન્ધ્રે પૂરણ સમ્ભાવનાં 'રન્ધ્રાન્ વેણોઃ' એમ બહુવચને પ્રવેશની નિર્ગમની અને રન્ધ્રોમાં યુગપત્પૂરણની સ્કૃતિ ઘટે નહિ અને તેથી એમાં-વેણુમાં-એ સુધાની સ્થિતિ ન રહેતાં પ્રવેશના અને નિર્ગમના એકકાલીનત્વે જે દ્વારે સુધાનો પ્રવેશ એક રન્ધ્રમાં થાય તે જ દ્વારે રન્ધ્રાન્તરમાં નિઃસરતી સુધા સર્વત્ર એકકાલીનતો પૂરિતા થાય છે એમ સિદ્ધ થયું, જેમ પાત્રમાં પૂરિત રસનો ભોગ પાત્ર કરતું નથી તેમ એ વેણુ તો કેવલ માર્ગ હોવાથી એનામાં આપણા અર્થે સુધાને પણ પૂરી તેટલામાત્રથી એણે રસભોગ કર્યો એમ કાંઇ સિદ્ધ થતું નથી, તેથી આપણી કાંઇ પણ હાનિ નથી, પ્રત્યુત

**વ્યાખ્યાન**—'દેવાનાં' ઇત્યાદિએ તન્નિરૂપણ ઉપપાદે છે, દેવોના પાદ ભૂમિનો સ્પર્શ કરતા નથી, સુતરાં દેવોત્તમના, તત્ર પણ લોકવેદપ્રસિદ્ધ પુરુષોત્તમના, પુરુષોત્તમાંશ પુરુષના આધિભૌતિક ચરણ પૃથ્વી છે, આધ્યાત્મિક ચરણ અતીન્દ્રિય ચરણેન્દ્રિય છે–કારણ કે વિરાટ્‌ની ગતિ દૃશ્યમાન નથી–આધિદૈવિક ચરણ આનન્દરૂપ છે, જેનું કથન 'ભૂર્લોકઃ કલ્પિતઃ પદ્‌ભ્યાં' શ્લોકમાં 'પદ્‌ભ્યાં' પદે કર્યું છે, તે આધિદૈવિક પુરુષચરણનો પણ ભૂમિને સમ્બન્ધ નથી, ત્યારે પુરુષોત્તમના ચરણનો સમ્બન્ધ તો ક્યાંથી જ હોય? 'દક્ષ્યામ ગાં દ્યાં ચ તવાનુકમ્પિતાં' શ્લોકમાં બ્રહ્મપ્રાર્થનાએ પદસ્થાપનમાં પણ શુદ્ધભૂમિમાં જ પદસ્થાપન ઉચિત છે એ આશયે વૃન્દાવન તો શુદ્ધ પણ નથી એમ કહે છે, ભૂમિમાં દૈત્યભૂમિ અધમા છે અને તત્ર પણ સ્ત્રીસમ્બન્ધિની ભૂમિ અધમતરા છે, એ પ્રકારે સર્વથા અયોગ્ય અધમ અધમતર પણ વૃન્દાવનમાં 'દેવકીસુતપદામ્બુજલબ્ધલક્ષ્મિ' વિશેષણે લક્ષ્મીલાભહેતુપદામ્બુજધારણોક્તિએ આ ચરણનું નિઃસાધનકૃપાત્મત્વે લોકવેદાતીતત્વ જ્ઞાપિત થાય છે, વૃન્દાના એવા વનમાં ભગવાનના પાદ વિરાજમાન છે, 'એ ચરણે વૃન્દાવનને લક્ષ્મીનો લાભ થયો' એ કથન લોકવેદાતીત પુરુષોત્તમનાં ચરણ ભૂમિમાં વૃન્દાવનમાં વિરાજમાન હોવાથી વૃન્દાના ભાગ્યનું અભિનન્દન નિર્ગુણત્વખ્યાપક છે, યદ્વા 'વૃન્દારણ્યં સ્વપદરમણં' ઇત્યાદિનો આ વિમર્શ છે એમ જ્ઞાપનાર્થ તત્રત્ય 'પદ'સ્વરૂપનું વિવરણ કરવાને 'દેવાનાં' ઇત્યાદિ કહે છે, તત્ર 'વૃન્દાવન લીલોપયોગિસ્થાન હોવાથી તત્ર પદધારણ તો ઉચિત છે પરન્તુ તેથી શ્રીગોપીજનનો અભિલાષ કયે પ્રકારે?' એમ શંકા થાય તો શ્રીગોપીજનની પણ તત્તુલ્યતા છે એમ કહે છે, અમારો પણ હૃદયદેશ ભૂમિ છે અને સ્ત્રીઓનું હૃદય ભૂમિવત્ કઠિન પણ છે, જેમ ભૂમિમાં પર્વત છે તેમ ભૂમિરૂપ અમારા હૃદયદેશમાં પર્વત પણ છે, અન્તઃપ્રવાહા નદી પણ છે, સરસ્વત્યાદિ નદીવત્ બહિરપ્રકટ જેમનો રસપૂર પ્રવાહ છે તાદૃશી નદી પણ અત્ર છે, કારણ કે ભગવદ્રસ અન્તર્વિદ્યમાન છે, જેમ તત્ર વન છે તેમ અમારી રોમપઙ્ક્તિ વન પણ છે, અને જેમ વૃન્દાવન સ્ત્રીસમ્બન્ધિ છે તેમ અમારું પણ આ સર્વ રોમપઙ્ક્તિરૂપ વન સ્ત્રીસમ્બન્ધિ છે, વૃન્દાની અને અમારી એમ સતી તુલ્યતાએ પણ અત્ર ચરણ સ્થાપના નથી અને તત્ર સ્થાપે છે તેથી ઈર્ષ્યાએ આ વર્ણન છે એથી આ તામસ ભક્તો છે એમ સિદ્ધાન્ત જ્ઞાપિત કર્યો, તેથી પ્રથમ શ્લોકમાં નિર્ગુણોક્તિ જાણવી, અને ગુણત્રયે પૂર્વવર્ણન, આ ગોપિકા નિર્ગુણા છે તેથી અત્ર અસૂયા નથી એમ કોઇક ટીકાકાર માને છે, નિર્ગુણત્વે પણ તદ્રસસ્વભાવથી કદાચિદ્ અસૂયા પણ સમ્ભવે જ છે એમ નિજ સિદ્ધાન્ત છે, 'સખિ' સમ્બોધન સમ્મત્યર્થં છે, તાદૃશી સખી પણ બહુ નથી તેથી એકવચન પ્રયોજ્યું છે, અસૂયાપક્ષમાં પણ તેમ જ જાણવું, 'જેમ વ્યાપિવૈકુણ્ઠમાં ભગવત્પદ છે તેમ વૃન્દાવનમાં પણ ભગવત્પદનો પ્રાદુર્ભાવ થયો એમાં આશ્ચર્ય શું?' એમ શંકા થાય તો તત્ર 'ભુવો વિતનોતિ કીર્તિં' પદ કહે છે, જો વૃન્દાવન વ્યાપિવૈકુણ્ઠમાં જ હોત ત્યારે તો કાંઇ પણ ચિન્તા ન હતી, પરન્તુ વૃન્દાવન તો ભૂમિમાં છે, વ્યાપિવૈકુણ્ઠ અપ્રકટિત સ્થાન છે અને વૃન્દાવન તો ભૂમિમાં પ્રકટ છે એમ વિભેદ છે, તેથી કેવલભૂમિની જ કીર્તિને વિસ્તારે છે, પદામ્બુજે જેમ અમને રસાનુભવ થયો તેમ કાંઇ તેને રસાનુભવ થયો નથી તેથી કેવલકીર્તિને જ વિસ્તારે છે, 'વૃન્દાવનમાં ભગવાનની નિત્યસ્થિતિ છે તેથી 'ભગવતા લબ્ધલક્ષ્મિ' એટલું જ કથન ઉચિત હતું' એમ શંકા થાય તો પરિહરે છે કે ધન્યા ભૂમિ યત્ર વૃન્દાવન છે એમ વૃન્દાવનમાં ભગવાનની પ્રકટ અને સ્વહૃદયમાં ગુપ્તભાવે નિત્યસ્થિતિ માનતાં શ્રીગોપિકાની ઉક્તિ આ શ્લોક છે, યદ્યપિ ભગવાન્ વૃન્દાવનમાં સ્થિત છે તથાપિ તત્ર પ્રકટ સ્થિત નથી અને પદ તો અત્ર નિત્ય પ્રકટ સ્થિત છે એમ 'તુ'નો આશય છે, 'જેમ આ ગોપિકાના સ્વહૃદયમાં ભગવાન્ નિત્ય સ્થિત છે તેમ વૃન્દાવનમાં પણ નિત્ય સ્થિત છે એમ વૃન્દાવનમાં પણ સતી તુલ્યતાએ અત્ર ઈર્ષ્યાવકાશ નથી' એમ શંકા થાય તો પરિહરે છે કે નિત્ય પદ તો તાદૃશલીલાધાર આધિદૈવિકમાં જ સ્થિતિ કરશે અને તત્ર હેતુ કહે છે કે ભગવાન્ તો અપરાધીન છે એમ ક્વચિદ્ વૃન્દાવન પ્રદર્શન પણ કરાવશે, સ્વભૂમિ સાન્દ્રા છે તેથી વૃન્દાવન ભગવદપરાધીનત્વનું ક્વચિત્ પ્રદર્શન કરાવશે, યદ્યપિ વૃન્દાવન તો આધાર છે તથાપિ 'સ્વવ્યાપારે હિ'ન્યાયે[1] 'વૃન્દાવન જ ભગવાનનું પ્રદર્શન કેમ કરાવતું નથી?' તો તત્ર કહે છે કે ભગવાન્ તો અપરાધીન–વૃન્દાવનનું કર્તૃત્વ છે, 'યદ્યપિ ભગવાન્ સ્વતન્ત્ર છે તથાપિ ભક્તાધીન પણ છે સ્વતન્ત્ર–છે તેથી ભગવત્પ્રદર્શનમાં વૃન્દાવનનું સામર્થ્ય નથી, 'તેથી ભક્તિએ જ પ્રદર્શનીય છે' એમ શંકા થાય તો પરિહરે છે કે ભક્તિએ તો સર્વત્ર જ પ્રદર્શન થશે, 'તેથી તેથી વૃન્દાવને ભગવાન્ ભક્તિએ જ પ્રદર્શનીય છે' એમ શંકા થાય તો પરિહરે છે કે ભક્તિએ તો સર્વત્ર જ પ્રદર્શન થશે, 'તેથી વૃન્દાવનની પ્રતિષ્ઠા સિદ્ધા ન થતાં વૃન્દાવનમાં વિશેષ શો?' એમ આશંકા થાય તો વૃન્દાવનની પ્રતિષ્ઠામાં નિમિત્ત 'દેવકીસુત' ઇત્યાદિએ કહે છે, યદ્વા 'એમ સતે પ્રદર્શન નિત્ય નથી પરન્તુ કદાચિત્ક છે તેથી વૃન્દાવનમાં સ્વતુલ્યતા છે અને તેથી ઈર્ષ્યાનો અવકાશ નથી' એમ શંકા થાય તેથી ઈર્ષ્યાનું કારણ વ્યક્ત કરવાને 'પ્રતિષ્ઠયા'થી પ્રારમ્ભીને 'અપાયયતિ' પર્યન્ત કથન કરે છે કે શ્રીદેવકીજીના

---

૧. જ્યારે કોઇકર્મવિશેષ બોલવાને કર્તૃવ્યાપાર અવિવક્ષિત હોય ત્યારે કારકાન્તર પણ 'સ્વવ્યાપારમાં સ્વતન્ત્ર હોવાથી કર્તૃસંજ્ઞાને પ્રાપ્ત કરે છે.

પુત્રનાં પદામ્બુજનાં ધ્વજવજ્રાદિ ચિહ્ને લબ્ધા કરી છે લક્ષ્મી જેણે એવું વૃન્દાવન છે, તેથી વૃન્દાવનની પ્રતિષ્ઠા છે, ચિહ્નદર્શન તો 'વૃન્દાવનમાં આધુનિકને પણ થાય છે તેથી વૃન્દાવન ભક્તિસાપેક્ષ નથી,'લક્ષ્મી'નો અર્થ 'લક્ષ્માણિ' કર્યો તેથી મૂલમાં પદસ્થિત 'અમ્બુજ' ચિહ્ન ધ્વજાદિકનું ઉપલક્ષક છે, 'તેવાં અમ્બુજોપલક્ષિત ધ્વજવજ્રાદિ ચિહ્ને લબ્ધા કરી છે લક્ષ્મી જેણે એવું વૃન્દાવન' એમ અર્થ જાણવો, 'બર્હાપીડં' શ્લોકમાં 'સ્વપદરમણં'માં તો'પદ'શબ્દ જ છે અને અત્ર તેના વિમર્શમાં તો 'અમ્બુજ' પદ છે તેથી તે 'અમ્બુજ'પદ ચિહ્નમાત્રનું ઉપલક્ષક છે એ આશયે અત્ર 'લક્ષ્માણિ' એમ બહુવચન ધર્યું, 'પદામ્બુજ'માં સમાસ સપ્તમીતત્પુરુષ છે અને તેથી પ્રતિફલિત પદમાં અમ્બુજે અર્થાત્ અમ્બુજાદિ ધ્વજવજ્રાદિ લક્ષ્મે–ચિહ્ને–વૃન્દાવનને લક્ષ્મીની પ્રાપ્તિ થઈ છે, પ્રભુનો સ્વચ્છન્દસમ્બન્ધ અત્ર છે એમ જણાવવાને 'યશોદાસુત' પ્રયોગ ન કરતાં 'દેવકીસુત' પદ પ્રયોજ્યું, યશોદાસમ્બન્ધિનીએ સહ યશોદાસુતનો સ્વચ્છન્દસમ્બન્ધ નિષિદ્ધ છે,તેથી યશોદાસુતનો સ્વચ્છન્દસમ્બન્ધ તત્ર ઘટે નહિ. આ શ્રીગોપી નન્દગોપસમ્બન્ધિની છે તે દેવકીજીમાં પ્રસૂતિમાત્ર જ સ્વીકારે છે, તદતિરિક્ત અન્ય કાંઇ સ્વીકારતાં નથી, તેથી 'સુત' પદ ધર્યું છે, શ્રીદેવકીજીનો સમ્બન્ધ કેવલ'સુત'ત્વે જ છે 'અત્ર 'વસુદેવસુત'પદ કેમ ન પ્રયોજ્યું ?' એમ શઙ્કા થાય તો પરિહરે છે કે અત્ર સ્ત્રીનું પ્રાધાન્ય છે, તેથી 'દેવકી'પદે સ્ત્રી પ્રતિ ભગવત્કૃપાનું પણ સૂચન થયુ, **પુષ્ટિમાર્ગમાં સ્ત્રીનું પ્રાધાન્ય** છે એ તો અમે અસકૃત્ કથન કર્યું છે, ભક્તિમાર્ગમાં ચરણ પ્રધાનભૂત છે અને તત્ર પણ ચરણ અમ્બુજ–જલોદ્ભૂત–છે, તેથી તે તો સ્ત્રીના જ હૃદયમાં તાપહારકત્વે શોભે છે, તાદૃશ ચરણામ્બુજની પણ જે ધ્વજવજ્રાંકુશાદિએ શોભા તે અન્યત્ર ફલિતા થતી નથી, કેવલ વૃન્દાવનમાં જ તે પ્રતિફલિતા થઈ, તેથી પાદત્વ જ સમ્પન્ન થયું, ધ્વજાદિવિશિષ્ટ જ પાદત્વ સમ્પન્ન થયું, તેથી લક્ષ્મી પણ તત્ર નિયતા છે, અને તેથી 'પદામ્બુજે લબ્ધા છે લક્ષ્મી જેણે એવું વૃન્દાવન' એમ અર્થ સિદ્ધ થયો, યદ્વા અત્ર મયૂરવ્યંસકાદિ[1] સમાસ છે એ આશયથી કહે છે કે ભૂમિ જ્યારે સાન્દ્રા હોય છે ત્યારે જ એમ થાય છે, તેથી તે લક્ષ્મીપ્રાપ્તિ ભૂમિકૃતા જ છે, અને તેથી સ્વમાં સાન્દ્રતા ન હોવાથી ચરણામ્બુજ તદવસ્થાપન્ન ન થયું એમ દૈન્ય-દ્યોતનથી નિર્ગુણભક્તિત્વ પણ સિદ્ધ કર્યું, તેથી 'વૃન્દાવન ભૂમિની કીર્તિનું ખ્યાપન કરે છે' એ યુક્ત છે, 'ભૂમિએ ઉપકૃત પાદ ભૂમિને ઉપકૃત છે એ યુક્ત છે, પ્રતિષ્ઠાનું નિમિત્ત તો પૂર્વે કથ્યું જ છે, અને આ પણ નિમિત્ત છે, તેથી 'ચ'કાર પ્રયોજ્યો, આ પક્ષમાં શ્લોકસ્થ 'યદ્'નો અર્થ 'જે ભૂમિથી' કરવો, કિઞ્ચ કેવલ લક્ષ્મીને જ પ્રાપ્તા કરી એમ નથી પરન્તુ ભક્તિજ્ઞાનને પણ પ્રાપ્ત કર્યાં એમ 'ગોવિન્દ' ઇત્યાદિએ કહે છે, જ્યારે ભગવાન્ વેણુનાદ કરે છે ત્યારે નીલ-સજલ-મેઘ ગર્જતો હોય નહિ શું એમ લાગે છે તેથી મયૂર મત્ત થાય છે અને મત્ત થઈને નૃત્ય કરે છે,જ્યારે ભગવાન્ વેણુનાદ કરે છે ત્યારે જ દેહવિસ્મરણ અને નૃત્ય થાય છે, મયૂરમાં એમ ભક્ત્યુદ્રેક કથ્યો, અત્ર પણ ઈર્ષ્યાનું અને દૈન્યનું સૂચન શ્રીગોપિકાએ કર્યું એમ વિભાવન કરવું, મયૂર વન–વનસ્થ–છે, તેથી ઉદ્રિક્ત ભક્તિત્વથી મયૂરની પ્રશંસાથી વૃન્દાવનની જ પ્રશંસા કથી ગોવિન્દવેણુને અનુસરીને મત્તમયૂરનું છે નૃત્ય યત્ર તાદૃશ વૃન્દાવન થયું એમ ભક્તિપ્રાપ્તિ કથી, 'આ તો થઈ મયૂરની ભક્તિપ્રાપ્તિ, પરન્તુ 'ગોવિન્દ' ઇત્યાદિના આભાસગ્રન્થમાં તો વૃન્દાવનની ભક્તિજ્ઞાનપ્રાપ્તિ કથી છે તે કયે પ્રકારે ઉપપન્ન થાય?' એમ શઙ્કા થાય તો પરિહરે છે કે મયૂર વન જ છે, વનમાં સતતાસ્થિતિએ અસાધારણધર્મતાથી મયૂર વનભાવાપન્ન છે, તેથી મયૂરમાં સ્વાસાધારણધર્મે ભક્તિપ્રાપ્તિએ વૃન્દાવનની જ પ્રશંસા કથી, જેના–મયૂરના–અદ્રિના શિખરમાં તાદૃશ નૃત્યનું પ્રેક્ષણ કરીને અપરત–તૂષ્ણીં સ્થિત–છે અન્ય સર્વ સત્ત્વ એવું વૃન્દાવન છે, ભગવદ્ભક્તિજ્ઞાનથી તેમનું તૂષ્ણીમ્ભાવલક્ષણ જ્ઞાન કથ્યું, અત્ર 'પ્રેક્ષ્ય' ઇત્યાદિ સમસ્ત પદ છે, તાદૃશ નૃત્ય અત્ર સમભિવ્યાહારથી કર્મ છે, તૂષ્ણીમ્ભાવ છે કાર્યલક્ષણ જેનું એવું ભગવલ્લીલાજ્ઞાન અત્ર કથ્યું, એક મયૂર ભક્ત છે, અત્ર જાત્યપેક્ષયા એકવચન છે, અને અન્ય નાનાજાતીય સર્વ જ્ઞાની છે, 'પરન્તુ જ્ઞાનનું તો ફલ ઊર્ધ્વગમન છે તેથી સ્વભાવતઃ અધઃ સ્થિત સત્ત્વ કયે પ્રકારે જ્ઞાની કથી શકાય?' એમ આશઙ્કા થાય તો 'અદ્રિસાનુ' પદે પરિહરે છે, યત્ર કુત્ર પણ તેમની સ્થિતિ હોય તથાપિ તત્ર જ ગમન કરીને દર્શન કર્યાં કરે છે, તેથી તૂષ્ણીમ્ભાવે દોષાભાવ કથ્યો અને સાનુસ્થિતિએ સ્વસ્થાનત્યાગ અને ઊર્ધ્વગમન એ ફલ કથ્યું. ૧૦.

એ પ્રકારે વેણુની રૂપવર્ણના કથીને, સ્વરૂપતઃ વેણુને વર્ણવે છે 'ધન્યાઃ' વેણુને 'ધન્યાસ્તુ' ઇત્યાદિ પદ્ય શ્લોકે વર્ણ્યું છે, વેણુનુ સ્વરૂપ વપુર્યુક્ત છે એમ 'બર્હાપીડ' શ્લોકમાં 'નાદ અનુભૂયમાન સતે જ

આભાસ। સ્વરૂપ અનુભૂત થાય છે પૃથક્ અનુભવાતું નથી' ઇત્યાદિએ નિરૂપિત જ છે, અને તેથી રસસૂચનિરૂપણ અને ચરણનિરૂપણ પણ વેણુસ્વરૂપનુ જ વર્ણન'છે એમ રૂપવર્ણના કથીને હવે ઐશ્વર્યાદિબોધનહેતુત્વપ્રકારે 'ધન્યાસ્તુ' ઇત્યાદિ પદ્ય શ્લોકે મર્મતઃ વેણુનું વર્ણન કરે છે.

૧. પાણિનિ ૨. ૧. ૭૨ ને અનુસરીને.

**કારિકાર્થ**–'ધન્યાસ્તુ મૂઢમતયઃ' ઇત્યાદિ શ્લોકષટ્કે ઉક્ત હરિણ્યાદિને અનુક્રમે છે, હરિણી અપ્સરા ગો પક્ષી નદી અને મેઘ એમ ક્રમે જ તે તે પદાર્થ કૃષ્ણૈશ્વર્યાદિબોધક છે, જ્યારે લોકમાં ઈશ્વરને મૂઢ પણ પૂજે છે ત્યારે નિરુપાધિક ઐશ્વર્ય મનીષી વર્ણવે છે, અનીશ્વરમાં પ્રવેશીને ઈશ્વરત્વસૂચિકા સામગ્રીને અનાવિર્ભાવિતા સતા પણ ઈશ્વરને જ્યારે મૂઢ પૂજે છે ત્યારે જ ઈશ્વરનું નિરુપાધિક ઐશ્વર્ય સિદ્ધ થાય છે અને તે યુક્ત પણ છે, કારણ કે ઐશ્વર્ય-સામગ્રીરાહિત્ય સતે પણ બુધ–જ્ઞાની–તો સ્વરૂપજ્ઞાનથી પૂજે પણ પરન્તુ મૂઢકૃતા પૂજા વેણુનાદના પરમૈશ્વર્યનું જ સૂચન કરે છે, આ પ્રકારનું ઐશ્વર્ય ભગવન્નિષ્ઠ જ છે એમ મૂઢહરિણીએ કૃત પૂજનથી જણાય છે, મૂઢ પણ હરિણ્યાદિ પ્રભુનું પૂજન કરે છે તેથી પ્રભુનું ઐશ્વર્ય નિરુપાધિક છે, વીર્ય દેવમાં તત્ર પણ સ્ત્રીમાં અને તત્ર પણ કામતઃ છે તેથી પુરુષના સાન્નિધ્યમાં પણ તેમને મૂર્છા થઈ અને તેથી તે વીર્ય મહત્ છે, 'કૃષ્ણં નિરીક્ષ્ય' શ્લોકમાં મનુષ્યત્વે પ્રતીયમાન પણ ભગવાનનાં દર્શનથી દેવાઙ્ગનાઓને–દેવની વીરાઙ્ગનાઓને–પણ પુરુષના સાન્નિધ્યમાં પણ કામતઃ મૂર્છા થઈ, તેથી દેવથી સ્ત્રીથી અને કામથી એમ હેતુત્રયથી વેણુનાદનું વીર્ય મહદ્ બોધિત થાય છે, અપ્સરાઓ દેવતા છે અને ભગવાન્ તો મનુષ્યવત્ પ્રતીયમાન છે તેથી તાદૃશ ભગવાનમાં તેમનો કામ સમ્ભવતો નથી, દેવાઙ્ગનાનો વાઞ્છિત રસ સાધારણ મનુષ્યમાં હોતો નથી, તેમને ભગવાને નિજ અલૌકિક પ્રભાવ પણ દર્શાવ્યો નથી, તથાપિ વનિતોત્સવચારુવેષથી અને વેણુક્વણિતથી સાધારણસ્ત્રીવત્ તેમને મોહ થયો આ મહદ્ ભગવદ્વીર્ય છે, આ વીર્ય મહત્ છે, અર્થાત્ પૂર્વોક્ત ઐશ્વર્યથી અને મર્યાદામાર્ગીય વીર્યથી પણ તે મહત્ છે, વિમૂઢની પ્રત્યક્ષા આસક્તિના વારણથી તેમનામાં સ્વધર્મને યોજે ત્યારે જ યશ સિદ્ધ થાય છે, અન્યથા યશ સિદ્ધ થતું નથી, 'ગાવશ્ચ' શ્લોકમાં વિમૂઢા ગોની તૃણાદિમાં જે પ્રત્યક્ષા આસક્તિ છે તેનું પ્રત્યક્ષ વારણ કરીને પીયૂષરૂપ સ્વધર્મને જ્યારે ભગવાન્ તેમને વિષે યોજે ત્યારે જ યશ સિદ્ધ થાય, અન્યથા નહિ, અત્ર 'વારણાત્' પદમાં પઞ્ચમી લ્યબ્લોપમાં પ્રવર્તે છે તેથી તૃણાદિમાં પ્રત્યક્ષા જે આસક્તિ છે તેમાંથી પ્રત્યક્ષ 'વારણ સમ્પાદીને' એમ તે પદનો અર્થ થાય છે, પીયૂષરૂપ સ્વધર્મને જ્યારે ભગવાન્ તેમને વિષે યોજે ત્યારે જ યશ સિદ્ધ થાય છે, અન્યથા–મર્યાદામાર્ગીય–યશ અત્ર ઉપયુક્ત થતું નથી, આ પ્રકારે પીયૂષયોજન ગોમાં જ થયું, શાવમાં થયું નથી, તેથી યશોબોધકપ્રસ્તાવમાં ગોનું જ કથન કર્યું, તામસ રાજસ અન્ય–સાત્ત્વિક–અને ગુણાતીત નિરૂપાય છે, 'અક્ષણ્વતાં' શ્લોકથી આરમ્ભીને 'હન્તાયમદ્રિ' પર્યન્ત દ્વાદશ શ્લોકમાં સગુણનિર્ગુણભેદ કથે છે કે તામસ રાજસ અને અન્ય–સાત્ત્વિક–અને ગુણાતીત નિરૂપાય છે, વૃન્દાવન ગુણાતીત છે, પક્ષિરૂપ મુનિ ગુણાતીત છે, અને ગોવર્ધન ગુણાતીત છે એમ અત્ર ગુણાતીતત્રિતય છે, આ લોકમાં પણ તદ્વત ગુણાતીત જ હોય છે, 'અક્ષણ્વતાં'થી આરમ્ભીને ક્રમશઃ શ્લોકત્રયમાં તામસ રાજસ અને સાત્ત્વિકનું નિરૂપણ છે અને 'વૃન્દાવનં સખિ' શ્લોકમાં ગુણાતીત વૃન્દાવનનું નિરૂપણ છે, એ જ પ્રકારે 'ધન્યાસ્તુ મૂઢમતયઃ'થી પ્રારમ્ભીને શ્લોકત્રયમાં હરિણ્યાદિ સગુણ છે અને 'પ્રાયો બતામ્બ' શ્લોકમાં પક્ષિરૂપ મુનિ ગુણાતીત છે, એ જ પ્રકારે 'નદ્યસ્તદા' શ્લોકથી આરમ્ભીને શ્લોકત્રયમાં સગુણનું નિરૂપણ છે અને 'હન્તાયમદ્રિ' શ્લોકમાં ગુણાતીત ગોવર્ધનનું નિરૂપણ છે એમ વૃન્દાવન પક્ષિરૂપમુનિ અને ગોવર્ધન એ ત્રય ગુણાતીત છે એમ વર્ણનીય ભેદનું કથન કરીને વર્ણનકર્ત્રીનો પણ તદ્દ્ જ સગુણનિર્ગુણ ભેદ કથે છે કે આ લોકમાં તદ્વતા–તદ્વર્ણનકર્ત્રી–પણ ગુણાતીતા છે.

**वृन्दावनं गुणातीत-मिति कारिकोपरि स्वतन्त्रः।**

'પક્ષી મુનિ છે તેથી મનનશીલ છે અને તેથી સાત્ત્વિક છે' એમ આશઙ્કીને નિર્ગુણત્વ કથવાને 'વૃન્દાવનં' ઇત્યાદિ કારિકાએ તત્પ્રકાર કથે છે, વૃન્દાવન આધિદૈવિકભગવચ્ચરણાત્મક હોવાથી ગુણાતીત છે તેમ જ ગોવર્ધન પણ ગુણાતીત છે. પક્ષી પણ વૃન્દાવનરતત્વે 'યો યચ્છ્રદ્ધઃ સ એવ સઃ' વાક્યથી ગુણાતીત જ છે, 'ત્યારે તો ગોવર્ધનમાં રતા પુલિન્દીજી પણ નિર્ગુણા જ હોવાં જોઈએ' એમ શઙ્કા થાય તો પરિહરે છે કે એમ નથી, કારણ કે પુલિન્દીજીમાં તો કારણવિશેષે–તદ્દર્શનસ્મરરુજાએ–રાજસ ભાવનું તત્ર સ્પષ્ટ જ કથન છે, 'મૌનાદિએ પક્ષીમાં પણ સાત્ત્વિકત્વ સ્પષ્ટ જ કહ્યું છે' એમ પણ ન કથવું, સત્ત્વ તો જ્ઞાનજનક છે અને પક્ષીમાં સત્ત્વકાર્યજ્ઞાનાભાવના કથને તેમનું સાત્ત્વિકત્વ નથી તેથી અન્યાનનુસન્ધાનથી પતનશઙ્કાએ દ્રુમભુજોપરિ તેમનું આરોહણ અને જ્ઞાનજનકદૃષ્ટિનિમીલન તેમ જ ઇતર વાદનો ઉપરમ પણ કથ્યો છે, એમ સતે અન્યત્ર સાત્ત્વિકત્વે ઉક્ત પણ અત્ર ગુણાતીત જ જાણવા, અને તેથી જ 'તામસા રાજસાશ્ચાન્યે' એમ પૂર્વે કથન કર્યું, 'પરન્તુ 'વનચરઃ … અત્ર નિર્ગુણત્વકથન કયે પ્રકારે ?' એમ શઙ્કા થતી હોય તો સત્ય છે, ત … ખ્યાત કર્યું અને તેથી જ ભગવાનના પણ તત્ર તથાભાવવત્ત્વે તત્સ … , વૃન્દાવનનું તો સ્વરૂપ ગુણાતીત જ છે– લીલાસૃષ્ટિસ્થ સર્વ જ ગુણાતીત છે–તથાપિ વિવેક ગુણકૃત જાણવો, જેમ મૂઢમતિત્વથી અને મુખ્ય સજાતીય ભાવવત્ત્વથી હરિણી તામસી છે અપ્સરા કામભાવવત્ત્વથી રાજસી છે, ગો અત્ર ભગવત્પાનવત્ત્વ"

સાત્ત્વિકી છે પક્ષી તો ગુણાતીત જ છે નદી રાજસી છે–કારણ કે તેમને વિષે મનોભવસત્તાનું કથન છે–મેઘ તામસ છે–કારણ કે એતત્સજાતીયભાવવાન્ અને ભગવદર્થસર્વપરિત્યાગવાન્ છે–કામિનીત્વથી પુલિન્દી તો રાજસી છે અને ગોવર્ધન તો ગુણાતીત છે–કારણ કે એમ પૂર્વે કહ્યું જ છે–એ જ પ્રકારે સર્વત્ર લીલાસ્થમાં તાદૃશતાદૃશભાવવત્ત્વે તાદૃશતાદૃશત્વ જાણવું એમ દિગ્દર્શનમાત્ર કરાવ્યું.

**કારિકાર્થ**—આ લીલાસૃષ્ટિરૂપ લોકમાં તદ્રતા–તે ગુણાતીત વૃન્દાવનાદિમાં રતા–તદ્વર્ણનકર્ત્રી પણ ગુણાતીતા છે, આ કેવલ ઉપલક્ષણ છે, તેથી તત્તત્સગુણનિરૂપિકા–વર્ણનકર્ત્રી–પણ તથાવિધા–સગુણા–છે, અત્ર નિરૂપ્યમાં 'આ ત્રય ગુણાતીત છે' એમ નિરૂપ્યનું સ્વરૂપ કથીને નિરૂપિકાનું સ્વરૂપ કથે છે કે આ ભક્તલક્ષણ લોકમાં તદ્રત ગુણાતીત જ છે, આ કેવલ ઉપલક્ષણ છે, તત્તન્નિરૂપિકા તથાનયા સગુણા છે, અત્ર દ્વાદશ શ્લોકમાં તામસ રાજસ સાત્ત્વિક અને નિર્ગુણ એમ ક્રમે પર્યાયત્રય છે, 'યો યચ્છ્રદ્ધઃ સ એવ સઃ' વાક્યથી નિરૂપ્યનું અને નિરૂપિકાનું સમાનધર્મવત્ત્વ યુક્ત છે એમ સૂચન કરવાને 'હિ' પદ ધર્યું, પક્ષિનિરૂપિકાના પ્રસઙ્ગથી વૃન્દાવનની અને ગોવર્ધનની પણ નિરૂપિકાના ગુણાતીતત્વમાં હેતુ 'રૂપ્યતે' ઇત્યાદિએ કથે છે, 'હિ' હેતુવાચક છે, અત્ર વ્રજમાં સ્થિત આ વૃન્દાવનાદિ ત્રય ગુણાતીત નિરૂપાય છે–કારણ કે તત્ર ક્ષોભાભાવ અને આસક્તિભર છે–તેથી આ લોકમાં–ભક્તસમાજમાં–તદ્રત પણ ગુણાતીત હોય છે–કારણ કે સમાનશીલમાં જ રતિનો ઉદય થાય છે–'જ્યારે ખરે પુરુષ શ્રીનો ભોગ કરે છે ત્યારે એને અર્થે વીણાવાદ થાય છે' એ શ્રુતિન્યાયે સર્વ જ ભગવદીય–વિહગ પણ–પરમા શ્રીને પ્રાપ્ત કરે છે, કારણ કે જ્યારે સેવક પણ તાદૃશ હોય ત્યારે જ શ્રીની પરમા કાષ્ઠા, જેમ ભગવાન્ પૂર્વોક્તશ્રુત્યુક્તશ્રીલક્ષણવીણાદિ શબ્દનું શ્રવણ કરે છે તેમ ભગવત્સેવક પક્ષ્યાદિ પણ વેણુનાદનું શ્રવણ કરે છે તેથી ભગવાનમાં શ્રીની પરમા કાષ્ઠા નિરૂપી, ધર્મિસમ્બન્ધથી ભગવદીયો પણ યદ્યપિ સામાન્યતઃ શ્રીપ્રાપ્તિ કરે છે તથાપિ પૂર્વોક્ત ન્યાયે તો તેઓ પરમા શ્રીને પ્રાપ્ત કરે છે, 'એમ પક્ષીની શ્રીપ્રાપ્તિએ ભગવદ્ગુણબોધન કયે પ્રકારે સમ્પન્ન થાય ?' એમ આશઙ્કા થાય તો પરિહરે છે કે જ્યારે સેવક તાદૃશ હોય છે ત્યારે જ શ્રીની પરમા કાષ્ઠા છે, સેવકોને શ્રી સિદ્ધા થઈ ત્યારે સ્વામીમાં તો કૈમુત્યન્યાયે તે સિદ્ધા જ છે, પૂર્વોક્ત ત્રયમાં પણ આ જ કૈમુત્યન્યાય જાણવો, જ્યારે સેવકો પરમ ભોગ કરે ત્યારે સ્વામીનું પરમસૌભાગ્ય સ્ફુટ થાય છે એમ લોકમાં પ્રસિદ્ધ છે, પક્ષીરૂપ ભગવદીય મુનિ ભગવત્કૃત વેણુનાદનું શ્રવણ કરે છે તત્ર પણ ભગવાન્ નીચે સ્થિત થઈને વેણુવાદન કરે છે અને પક્ષીઓ તો ઉપરિ દ્રુમભુજારોહણ કરીને નાદામૃત અનુભવે છે તેથી પક્ષીનો શ્રીભોગ સિદ્ધ થાય છે, 'યદા ખલુ વૈ પુરુષઃ શ્રિયમશ્નુતે' શ્રુતિમાં 'વીણા'પદ મધુરનાદવેણ્વાદિનું ઉપલક્ષક છે તેથી વેણુનાદશ્રવણે પક્ષીમાં શ્રીભોગ સિદ્ધ થયો, અત્ર ભગવન્નિષ્ઠ શ્રી પક્ષીમાં સમાગતા છે તેથી ભગવચ્છ્રીની કાર્યભૂતા તે શ્રીએ કારણભૂત ભગવચ્છ્રીનું સૂચન કર્યું, જ્યારે સ્વભાવનો વિજય થાય ત્યારે જ જ્ઞાનનો ઉત્કર્ષ, સર્વદા વેગવતી નદીના વેગભઙ્ગે સેવકમાં સ્વભાવવિજયલક્ષણ જ્ઞાન નિરૂપિત થયું, અર્થાત્ સેવક પણ જ્યારે જ્ઞાની છે ત્યારે ભગવાનનો જ્ઞાનોત્કર્ષ કૈમુતિકન્યાયે સિદ્ધ જ છે, નદીમાં સમાગત જ્ઞાન શ્રીવત્ કારણભૂત ભગવજ્જ્ઞાનનું સૂચન કરે છે, સ્વસર્વસ્વનિવેદનથી હરિના ચરણમાં પ્રીતિ થાય છે અને જ્યારે હરિનો પણ હરિ થાય ત્યારે વૈરાગ્યમાં પણ ઉત્કર્ષ સિદ્ધ થાય છે, આ પ્રકારનો ઉત્કર્ષ ભક્તિએ સિદ્ધ થાય છે તેથી એવી સેવા સેવકોચિતા છે, સ્વસર્વસ્વનિવેદને સહિતા હરિચરણપ્રીતિ જ વૈરાગ્યનું સ્વરૂપ છે, કારણ કે અન્યત્ર વૈરાગ્ય હોય ત્યારે જ હરિમાં પ્રીતિ સમ્ભવે છે, તત્ર વૈરાગ્યમાં પણ જ્યારે સર્વદુઃખહર્તા હરિનો પણ હરિ થાય–જ્યારે સેવક વસ્ત્રાદ્યુપચારસેવાએ હરિના પણ શીતોષ્ણાદિનિવારણે દુઃખહર્તા થાય–ત્યારે જ વૈરાગ્યમાં પણ ઉત્કર્ષ સિદ્ધ થાય છે, ભગવાનને શ્રમ થતો નથી એમ કોઇક માને છે, **ભગવાનને શ્રમ થાય જ છે એમ સિદ્ધાન્ત છે,** અને તેનું પ્રતિપાદન શ્રીસુબોધિનીજીના દશમસ્કન્ધમાં યુગલગીતાધ્યાયમાં કર્યું છે, જેમ ભગવાનને શ્રમ થાય છે તેમ શીતાદિ ... તેઓ યદ્યપિ મર્યાદામાર્ગમાં ભગવાન્ ભોજનાદિ

પણ ... જ છે એ સિદ્ધાન્તનું પ્રતિપાદન અષ્ટમાધ્યાયનાં

કરતા ... શ્રીટિપ્પણીજીમાં અને પૂતનામોક્ષાધ્યાયનાં શ્રીટિપ્પણીજીમાં 'ભગવાનમાં સ્નેહહેતુક સ્વામિનીકૃતરક્ષાપ્રભૃતિ કાર્ય શ્રમહેતુક છે' એ શઙ્કાના પરિહારપૂર્વક કર્યું છે, તેથી 'હરેરપિ હરિઃ' કથન સુન્દર કર્યું, અર્થાત્ 'દૃષ્ટ્વાતપે' શ્લોકમાં મેઘે સ્વસર્વસ્વ જલના વર્ષણે અને સ્વવપુએ છાયાકરણે સેવા કરી તેથી મેઘનું વૈરાગ્ય સિદ્ધ થયું, અને સેવકમાં એમ વૈરાગ્યસિદ્ધિ થઈ ત્યારે ભગવાનમાં તો કથવું જ શું? એણે–શ્લોકપઙ્ક્તિના તાત્પર્યાર્થનિરૂપણે–ઐશ્વર્યાદિધર્મોપપાદનથી વેણુનું ભગવત્ત્વ સમર્થ્યું, અત્ર આ પ્રકારે વિભાગ જાણવો, સર્વત્ર અનાસક્તિ સામાન્ય વૈરાગ્ય છે તે જ–સર્વત્ર અનાસક્તિ–ત્યાગવિશિષ્ટા હોય ત્યારે વૈરાગ્યમાં ઉત્કર્ષ છે, તત્ર પણ હરિચરણરતિ ભક્તિમાર્ગીય વૈરાગ્ય છે, સ્વસર્વસ્વનિવેદનવિશિષ્ટ હરિચરણરતિ ભક્તિમાર્ગીય વૈરાગ્યમાં ઉત્કર્ષ છે, તત્ર પણ હરિની શીતાદિનિવારણરૂપા સેવા પુષ્ટિમાર્ગીય વૈરાગ્ય છે, અને પુષ્ટિમાર્ગીય વૈરાગ્યમાં ભક્તિવિશિષ્ટા શીતાદિનિવારણરૂપા હરિસેવા ઉત્કર્ષ છે, તેથી અત્ર અન્વય આ પ્રકારે કરવો,

1169



સ્વસર્વસ્વનિવેદનવિશિષ્ટા હરિચરણપ્રીતિ ભક્તિમાર્ગીય વૈરાગ્યમાં ઉત્કર્ષ છે, પૂર્વોક્ત સામાન્ય વૈરાગ્ય અને તદુત્કર્ષ તો
ભક્તિમાર્ગીય વૈરાગ્યમાં સમ્પન્ન જ છે, તેથી 'અપિ' શબ્દનો અને 'ચ'કારનો પ્રયોગ કર્યો, આ પ્રકારે ભક્તિમાર્ગીય
વૈરાગ્યોત્કર્ષ કથીને હવે પુષ્ટિમાર્ગીય વૈરાગ્ય કથે છે કે જ્યારે હરિનો પણ હરિ થાય અને તે હરિનો પણ હરિ–
પણ ભક્તિએ થાય એવી સેવા સેવકાચિતા છે, અર્થાત્ પુષ્ટિમાર્ગીય વૈરાગ્ય ઉત્કૃષ્ટ છે, અત્ર પણ પૂર્વોક્ત વૈરાગ્યના અને
તદુત્કર્ષના સમુચ્ચયાર્થ 'ચ'કારદ્વય પ્રયોજ્યું, આ પ્રકારે શ્લોકષટ્કનો તાત્પર્યાર્થ કથ્યો, વાચ્યાર્થ તો આભાસમાં કથાશે,
જ્ઞાનવદ્ ભક્તગત વૈરાગ્યથી ભગવદ્વૈરાગ્યનું સૂચન કૈમુત્યન્યાયે સિદ્ધ જ છે, મેઘમાં વૈરાગ્યરૂપ ભગવદ્ધર્મ કાર્યરૂપે
સમાગત છે તે સ્વકારણભૂત ભગવન્નિષ્ઠ વૈરાગ્યનું સૂચન કરે છે, જ્યારે ભક્ત સર્વદુઃખહર્તા હરિના પણ દુઃખનો
હર્તા–હરિ–થાય ત્યારે તેમાં વૈરાગ્યોત્કર્ષ છે એમ જાણવું, કારણ કે હરિના દુઃખનું હરણ વૈરાગ્યકાર્ય છે, મોક્ષાન્ત ફલમાંથી
જ્યારે રાગની નિવૃત્તિ થાય અને એક પ્રભુસુખની જ આકાંક્ષા રહે ત્યારે જ તાદૃગ્ ભાવનો ઉદય થાય છે, 'તે કયે પ્રકારે
થાય?' એમ શઙ્કા થાય તો 'ભક્ત્યા' ઇત્યાદિએ કથે છે કે તાદૃશ ભગવદ્દુઃખહર્તૃત્વભાવ સ્નેહે થાય છે એમ વૈરાગ્યસ્વરૂપને
અને સ્નેહે કરીને વૈરાગ્યસિદ્ધિને નિરૂપીને ઉપદિશે છે કે તે અર્થાદ્ સેવ્ય ભગવાનની મેઘકર્તૃકા દુઃખહરણરૂપા
સેવા પુષ્ટિસ્થ સેવકના કર્તવ્યત્વે ઉચિતા' છે, જેમ પ્રેરણ વિના જ–સ્નેહમાત્રથી–મેઘે ભગવાનની આતપનિવારણરૂપા
સેવા કરી તેમ **શાસ્ત્રીયા પ્રેરણા વિના જ દેશકાલાનુરૂપભગવત્સૌખ્યસમ્પાદકસેવા પુષ્ટિમાર્ગીઓએ કર્તવ્યા.**
આ સેવા સખ્યભક્તિરૂપા છે, કારણ કે 'સખ્યુર્વ્યધાત્ સ્વવપુષામ્બુદ આતપત્ર" ચરણમાં 'સખ્યુઃ'પદ છે, સેવાકૌમુદીગ્રન્થમાં
પ્રથમ પ્રકરણમાં આ સર્વ નિરૂપ્યું છે, 'ઉત્કર્ષશ્ચાપિ વૈરાગ્યે'નો અન્વય 'તદૈવ સ્યાત્' એમ પૂર્વે સહ કરવો, 'સર્વદુઃખહર્તા
હરિમાં દુઃખનું કથન સમ્ભવતું નથી તેથી આ સર્વ અસઙ્ગત છે' એ શઙ્કાનો પરિહાર 'ભક્ત્યા' ઇત્યાદિએ કરે છે,
અત્ર 'ચ' 'તુ'ના અર્થમાં–અવધારણમાં–પ્રવર્તે છે, 'તાદશાત્મસ્ય' પદે સ્વસર્વસ્વનિવેદનનો સમુચ્ચય થાય છે, અને તે
નિવેદન અત્ર 'કુસુમાવલી'પદથી અને ભક્તિ 'સખી'પદથી સિદ્ધા છે એમ જાણવું.

**ધન્યાસ્તુ મૂઢમતયોઽપિ હરિણ્ય એતા યા નન્દનન્દનમુપાત્તવિચિત્રવેષમ્ ।**
**આકર્ણ્ય વેણુરણિતં સહકૃષ્ણસારાઃ પૂજાં દધુર્વિરચિતાં પ્રણયાવલોકૈઃ ॥ ૧૧ ॥**

**અક્ષરાર્થ—મૂઢમતિ પણ આ હરિણી ધન્યા છે, જેમણે સ્વીકૃતવિચિત્રવેષ નન્દનન્દનને વેણુરણિતને આકર્ણીને સહકૃષ્ણસારા થઈને પ્રણયાવલોકે વિરચિતા પૂજા ધરી** ... હરિણીઓને ... કથે

ભગવત્સ્વરૂપનું જ્ઞાન નથી, તથા ... ભગવદ્વિષયકપૂજનાક્રિયા ધન્યાત્વસાધિકા
પ્રકારે?' એમ આશઙ્કા થાય તો પરિહરે છે કે જ્ઞાનમાત્ર ધન્યાત્વસાધક નથી પરન્તુ જ્ઞાનસહિતભગવદ્વિષયકપૂજનક્રિયા સુતરાં ધન્યાત્વસાધિકા છે, જ્ઞાન પ્રાપ્ત કરીને પણ જો જ્ઞાનાનુરૂપા
છે અને તત્ર પણ જ્ઞાનસહિતભગવદ્વિષયકપૂજનક્રિયા સુતરાં ધન્યાત્વસાધિકા છે, જ્ઞાન વિશેષણ છે અને ક્રિયા વિશેષ્ય છે, અને તેથી જ્ઞાન
ક્રિયા કરે ત્યારે જ જ્ઞાનનું સાર્થક્ય, તેથી જ્ઞાન વિશેષણ છે અને ક્રિયા વિશેષ્ય છે, અને તેથી જ્ઞાન
ક્રિયાવિશેષણીભૂત છે, ક્રિયાનો પણ ઉત્કર્ષ પૂજા છે, ક્રિયામાં પણ ભગવત્પૂજાત્મિકા જ ક્રિયા ઉત્કૃષ્ટા છે, અત્ર 'તત્
કર્મ હરિતોષં યત્' ચતુર્થસ્કન્ધવાક્ય પ્રમાણ છે, તે પૂજારૂપક્રિયા હરિણીએ કરી તેથી હરિણીનું ધન્યાત્વ છે, તે
પૂજા પણ જો જ્ઞાનમયદ્રવ્યે ભગવદ્વિષયિણી હોય ત્યારે તો તેનો સુતરામ્ ઉત્કર્ષ છે, તત્ર પૂજામાં પણ જ્ઞાનેન્દ્રિયાધારત્વે
જ્ઞાનપ્રચુર નેત્રાત્મક દ્રવ્યે તે પૂજા કરી તેથી હરિણીનું સુતરાં ધન્યાત્વ છે, અત્ર 'જ્ઞાનમય'પદનો અર્થ 'જ્ઞાનપ્રચુર
જ્ઞાનસ્વરૂપ નિવેદ્યદ્રવ્યે' કરવો, અત્ર આ તાત્પર્ય છે, નિવેદ્ય પદાર્થોના સ્વરૂપને અને ભગવત્પ્રિયત્વમાં
દેશકાલાનુગુણત્વને જાણીને પદાર્થ સમર્પાય ત્યારે તે નિવેદ્ય પદાર્થ જ્ઞાનમય કહેવાય છે, અત્ર હરિણીએ
સ્વનેત્રસૌન્દર્યને–અને ભગવત્પ્રિયાનેત્રસ્મારકત્વે તેના પ્રભુપ્રિયત્વને પણ–જાણીને ભગવાનની પૂજા નેત્રે કરી તેથી
ધન્યાત્વ યુક્ત છે, તે પૂજામાં પણ ભગવજ્જ્ઞાન અને સ્વજ્ઞાન અઙ્ગ છે અન્યથા તદભાવે સર્વ જ વ્યર્થ છે,
દેશકાલવૈશિષ્ટ્યથી યાદૃશ વસ્તુની અપેક્ષા ભગવાનને છે તાદૃશ દેશકાલાનુરૂપ સેવન મારે વિધેય છે એમ સમ્પ્રતિ
દેશકાલાનુરોધથી ભગવાનને અમુક પદાર્થ અપેક્ષિત છે એવું જે જ્ઞાન તે ભગવજ્જ્ઞાન છે, અને મદીય પદાર્થમાં આ વસ્તુ
સમ્યક્ છે તેથી તે ભગવદ્વિનિયોગયોગ્ય છે એવું જે જ્ઞાન તે સ્વજ્ઞાન છે, એ પ્રકારનું ભગવજ્જ્ઞાન અને સ્વજ્ઞાન
એમ ઉભયે જ્ઞાન પૂજામાં અઙ્ગ છે, હરિણીએ તેમ જ કર્યું, કારણ કે શૃઙ્ગારરસાત્મક ભગવાનને સ્વનેત્રસૌન્દર્યનું
પ્રદર્શન કરાવીને તેમનું પ્રિયત્વ સમ્પાદિત કર્યું, પુષ્ટિજીવે પણ યથોચિત પ્રિયત્વ તેમ સમ્પાદવું એમ શિક્ષા આ
ગ્રન્થનું સ્વારસ્ય છે, ભગવત્પૂજારૂપક્રિયોત્કર્ષમાં ભગવજ્જ્ઞાન પણ અઙ્ગ છે, તેથી પૂજાના અભાવમાં જ્ઞાનાદિક સર્વ જ
વ્યર્થ છે, અઙ્ગિભૂતપૂજાના અભાવમાં અઙ્ગ જ્ઞાનાદિનું પણ વૈયર્થ્ય છે, 'ધન્યાસ્તુ'માં 'તુ'શબ્દે શ્રીગોપિકા સ્વની
વ્યાવૃત્ત્યર્થે 'જ્ઞાને હિ' ઇત્યાદિએ હેતુ કથે છે, પ્રથમ જાણે તદનન્તર ઇચ્છે અને તદનન્તર પૂજે એમ માનસ
ક્રમથી જ્ઞાન ક્રિયાનું વિશેષણ છે એ યુક્ત છે એમ સૂચન કરવાને 'હિ' શબ્દ ધર્યો છે, 'આકર્ણ્ય' એમ લ્યપ્પ્રયોગે

શબ્દતઃ છે, 'જેમ 'આકર્ણ્ય'પદ કહ્યું તેમ 'નિરીક્ષ્ય' પદ જ કેમ ન કહ્યું તે પદનું પણ દ્વિધા વ્યાખ્યાન સમ્ભવત' એમ આશઙ્કા થાય તો પરિહરે છે કે પશુદૃષ્ટિ વિશેષનું ગ્રહણ કરતી નથી તેથી શાસ્ત્રદૃષ્ટિ જ કથી, 'તથાપિ 'સાક્ષાત્કાર' અર્થ કયે પ્રકારે પ્રાપ્ત થાય?' એ શઙ્કાના પરિહારાર્થ કથે છે કે પશ્ચાત્‌નીયમાના પણ પ્રત્યક્ષદૃષ્ટિ જ અન્યાનુરોધિની છે તેથી વિધમાના પણ તે પ્રત્યક્ષદૃષ્ટિ ગણી નહિ તે 'આકર્ણ્ય' પદે કથે છે, વેણુનું સર્વરસસાધારણ રણિત આકર્ણ્યિ–સર્વરસ છે અસાધારણ યત્ર એવું રણિત આકર્ણ્યિ–'સર્વરસસાધારણ' એમ પાઠ હોય તો 'સર્વ રસ છે સાધારણ યત્ર–કોઇ એક જ રસ મુખ્ય નથી યત્ર–એવું રણિત આકર્ણ્યિ' એમ અર્થ કરવો, જે પ્રકારે રસ બાહ્યતઃ નિર્ગત ન થાય તે પ્રકારે શબ્દવિશેષ 'રણિત'પદવાચ્ય છે,તાદૃશ પણ રણિતનું શ્રવણ હરિણીએ સમીપ જઈને કર્યું, એથી દૈહિક ધર્મની નિવૃત્તિ સૂચિતા થઈ, ભયસ્વભાવહરિણીના પણ ભગવન્નિકટગમનથી દૈહિક ધર્મની નિવૃત્તિ કથી, અર્થતઃ આકર્ણનરૂપ નિરીક્ષણ ગમને જ સમ્ભવે તેથી 'નિકટમાં જઈને'પદ ધર્યું, 'સહકૃષ્ણસારાઃ'પદે મૃગી સ્વભર્તૃસહિતા છે એમ કહ્યું.તેથી એ પદે ભર્તૃકૃત નિરોધનો–પ્રતિબન્ધનો–અને સાપત્ન્યભાવનો પરિહાર કર્યો, આ શ્લોકના પ્રારમ્ભમાં શ્રીગોપીજને 'જ્ઞાનં હિ' ઇત્યાદિએ ધન્યાત્વમાંથી નિજવ્યાવૃત્તિમાં હેતુનું કથન કર્યું હતું અને અત્ર પણ હેત્વન્તર કથે છે તેથી 'અપિ' પદ ધર્યું, તેમને ભર્તૃકૃત 'પણ' નિરોધ નથી–અને અમને તો ભર્તૃકૃત પણ નિરોધ છે–તેથી હરિણી જ ધન્યા, 'સહકૃષ્ણસારા હરિણ્યઃ'એમ બહુવચન ધર્યું છે તેથી સાપત્ન્યાભાવનું પણ કથન કર્યું,આપણામાં તો સાપત્ન્યભાવ પણ છે અને હરિણીમાં તો તે સાપત્ન્યભાવ નથી તેથી તે જ ધન્યા, 'સાપત્ન્યાભાવ તેમને કયે પ્રકારે?' એમ શઙ્કા થાય તો પરિહરે છે કે તેમના પતિ તો કૃષ્ણસાર છે,કૃષ્ણ છે સાર જેમનો એવા કૃષ્ણસાર પતિ તેમના તો છે, 'કૃષ્ણસાર'પદે ગોપ તેવા કૃષ્ણસાર નથી તેથી નિજ અનધાત્વનું–સાપત્ન્યાભાવાભાવનું–સૂચન કર્યું, અન્યથા જો ગોપ પણ તત્પતિવત્ કૃષ્ણસાર હોત તો અમારા સહભાવે જ ગોચારણ કરત, તેઓ જ્યારે ગોચારણાર્થ વૃન્દાવન જાય ત્યારે અમારું પણ સહનયન કરત, પરન્તુ તેઓ તેમ કરતા નથી તેથી એ તો પતિત્વાભિમાનસાર જ છે, તે હરિણી જ કૃષ્ણસારસહિતા ધન્યા છે,સ્નેહપૂર્વક અવલોકને વિરચિતા પૂજાનું ધારણ ભગવાન્‌માં કરે છે,સ્વકૃતાવલોકે પ્રિયાના સમર્પણાવલોકના સ્મારણે ભગવાન્‌નું તોપણ અત્ર 'પૂજા' છે, અને હરિણીમાં તાદૃશભાવજનક તાદૃશભાવે ભગવત્કૃત અવલોકન અત્ર 'પ્રતિપૂજન' છે, નેત્ર જ કારણ છે અને તે નેત્ર પણ જ્ઞાનવાસિત અને જ્ઞાનોદ્ભવસ્થાન છે, અને તે નેત્રે એ પૂજા સર્વોત્તમા છે, અને તેનું–તે પૂજાનું–પણ ધારણ પૂજાથી પણ સર્વોત્તમ છે,અર્થાત્ અત્ર 'ધા'ધાતુ પોષણાર્થ જ છે,તેથી કૃષ્ણકૃતિ અર્થાદ્ જ કથી,તત્ર પ્રતિપૂજિતરૂપા કૃતિ અર્થાદ્ જ કથી,યદ્વા તત્ર તોપણ જે પૂર્વકૃતિને અપેક્ષે છે તે કૃતિ અર્થાદ્–અર્થાપત્તિથી–જ કથી, તોષણનું 'ધારણ' અર્થાત્ સ્થિરતા, તેમ સતે અર્થાત્ તોષણ સ્થિરધૃત સતે પ્રતિપૂજિત થાય જ છે,અને ભગવત્કૃત પ્રતિપૂજિતને હરિણીએ નિજ આત્મામાં સ્થિર ધર્યું, 'પૂજાં દધુઃ'પદનો અર્થાન્તર પણ 'ભગવતા' ઇત્યાદિએ કથે છે કે ભગવાને પ્રતિપૂજન કર્યું અને તે પ્રતિપૂજનનું ધારણ હરિણીએ આત્મામાં કર્યું, અથવા 'સદ્ભાવલોકૈઃ' પણ પાઠ છે, પ્રાણીએ અને ભગવાને પણ એતાવદ્ જ કર્તવ્ય છે, મૂલમાં 'તુ'શબ્દે કૃત પૂર્વપક્ષવ્યાવર્તનનું સ્મરણ ઉપસંહારમાં પણ કરાવે છે કે એતાવદ્ જ કર્તવ્ય છે, આવશ્યક કર્તવ્ય એતાવદ્ જ છે તેથી એમનું ધન્યાત્વ છે, સુધાભોગાદિક તો અધિક છે, તેનો કાંઇ અન્તર્ભાવ કર્તવ્યમાં થતો નથી, તેથી 'એતાવદેવ'માં 'એવ'કાર પણ ધર્યો, યદ્વા પ્રીતિપૂર્વક નિરીક્ષણ–ભગવદવલોકન–જીવકર્તવ્ય છે અને કૃપાપૂર્વક જીવાવલોકન ભગવત્કર્તવ્ય છે એમ પરસ્પર[1] કર્તવ્ય તો એતાવદ્ જ છે.

અથવા પીઠિકાને નિરૂપીને વેણુનાદના અને તત્કાર્યના નિરૂપણમાં પ્રથમ હરિણીમાં તત્કાર્યને–વેણુકાર્યને– 'ધન્યાસ્તુ' ઇત્યાદિએ નિરૂપે છે, આ હરિણી ધન્યા છે, એથી હરિણીમાં ધન્યાત્વ નિરૂપ્યું

स्वतन्त्र। અને તત્ર–ધન્યાત્વમાં–તત્કૃતા પૂજા હેતુ છે એમ પણ નિરૂપ્યું, તત્ર 'મધ્યમાં 'તુ' શબ્દ ઉક્ત છે અને તે સર્વત્ર પૂર્વપક્ષવ્યાવર્તકત્વે નિરૂપિત હોય છે, અને અત્ર કોઇ પૂર્વપક્ષનું તો શ્રવણ જ નહિ હોવાથી તે 'તુ' શબ્દનો ઉપયોગ ક્યાં!' એમ શઙ્કા થાય તો સત્ય છે, યદ્યપિ પૂર્વપક્ષનું સાક્ષાચ્છ્રવણ નથી તથાપિ 'પાક્ષિક પણ દોષ પરિહરવો' એ ન્યાયે જો પૂર્વપક્ષની સમ્ભાવના કોઇક કરે તો તેવો–સમ્ભાવ્યમાન–પણ પૂર્વપક્ષ 'તુ' શબ્દે નિવારાય છે, 'પરન્તુ એતત્પૂજામાં પૂર્વપક્ષનો જ અસમ્ભવ હોવાથી તેવા–પાક્ષિક–પણ દોષના નિવારણાર્થ 'તુ' શબ્દ કયે પ્રકારે?' એમ શઙ્કા થાય તો સત્ય છે, નિર્દુષ્ટત્વમાં પણ અતિદુષ્ટમનસ્કને દોષ સ્ફુરે છે, 'મન દુષ્ટ હોય તથાપિ ક્યા પ્રકારને આશ્રયીને દોષસ્ફૂર્તિ સમ્ભવે છે?' એમ શઙ્કા થાય તો તત્ર પ્રકાર કથાય છે, તેમણે–હરિણીએ–કૃતા પૂજા શાસ્ત્રોક્ત અઙ્ગે રહિતા હોવાથી તેમાં પૂજાત્વના જ અસમ્ભવથી તેણે–

૧. જીવનું તો કર્તવ્ય ઉપદિશે જ પરન્તુ પુષ્ટિમાર્ગીય પણ પ્રભુનું કર્તવ્ય એ ઉપદિશે છે એ જ પુષ્ટિમાર્ગીય આચાર્યનું આચાર્યત્વ, એવું આચાર્યત્વ કેવલ શ્રીમદ્વલ્લભાધીશમાં જ સિદ્ધ છે, આચાર્યનામધારી આ વિચારો।

અઙ્ગરહિતા પૂજાત્વરહિતા પૂજાએ-હરિણીના ધન્યાત્વની સિદ્ધિ કયે પ્રકારે? તત્ર શાસ્ત્રીયા પૂજાનાં અઙ્ગ ગણાવે છે, (૧) તત્ર-પૂજકમાં-સ્વસ્વરૂપજ્ઞાન (૨) સ્વમાં દાસત્વ (૩) પૂજોદ્દેશ્યફલનું અનુસન્ધાન તતઃ (૪) પૂજ્યનું સર્વેશ્વરત્વે સ્વરૂપજ્ઞાન તતઃ (૫) તત્પૂજામાં પરમા શ્રદ્ધા (૬) પૂજાસાધન પદાર્થનું સમ્પાદન અને (૭) દેશકાલમન્ત્રાદિ પણ પૂજાનાં અઙ્ગ છે, 'આ કોઇ પણ અઙ્ગ હરિણીકૃતા પૂજામાં નહિ હોવાથી તત્કૃતા પૂજામાં પૂજાત્વ જ નહિ હોવાથી એવી પૂજાએ ધન્યાત્વસિદ્ધિ કયે પ્રકારે?' એ પૂર્વપક્ષની વ્યાવૃત્તિ 'તુ' શબ્દ કરે છે, 'પરન્તુ 'તુ' શબ્દે તે પૂર્વપક્ષની વ્યાવૃત્તિ કયે પ્રકારે?' તત્ર આ રહી ઉપપત્તિ, પૂર્વોક્ત અઙ્ગ મર્યાદામાર્ગીય છે અને હરિણીએ કૃતા પૂજા તો શુદ્ધપુષ્ટિમાર્ગીયા છે તેથી અત્ર-એતત્કૃતા પૂજામાં-મર્યાદામાર્ગીય અઙ્ગનો અભાવ ભૂષણ છે, નહિ કે દૂષણ, કારણ કે માર્ગભેદ છે, અન્યથા માર્ગભેદ જ ન થાય, તેથી જેમ મર્યાદામાર્ગમાં પુષ્ટિમાર્ગીય ધર્મો દૂષણ તેમ આ પુષ્ટિમાર્ગમાં મર્યાદામાર્ગીય ધર્મો દૂષણ છે એ પ્રકારની મર્યાદાપક્ષના વ્યાવર્તનમાં ઉપપત્તિ 'તુ'પદે જણાવી, 'તથાપિ પશુ હોવાથી મૂઢત્વે તે હરિણીમાં શુદ્ધ પુષ્ટિમાર્ગનું અજ્ઞાન હોવાથી તત્કૃતા પૂજા ધન્યાત્વહેતુ કયે પ્રકારે?' યદ્યપિ તારા મતે તેઓ મૂઢમતિ છે તથાપિ મૂલશ્લોકસ્થ 'અપિ' શબ્દ શુદ્ધપુષ્ટિમાર્ગમાં તેમનું અમૂઢમતિત્વ જણાવે છે, ત્યારે હવે આ અર્થ સિદ્ધ થયો, મર્યાદામાર્ગમાં મૂઢમતિ પણ તેઓ પુષ્ટિમાર્ગમાં તો અમૂઢમતિ છે, અન્યથા 'અપિ'શબ્દને વૈયર્થ્ય પ્રાપ્ત થાય, 'પુષ્ટિમાર્ગીય અમૂઢત્વ એમનામાં કયે પ્રકારે?' મર્યાદામાર્ગીય સ્વસ્વરૂપજ્ઞાનથી 'વિરુદ્ધ' જ્ઞાન તેઓમાં હોવાથી તેઓ પુષ્ટિમાર્ગમાં અમૂઢમતિ છે, પશુત્વના વિસ્મરણપૂર્વક જે નાયિકાત્વ તે જ અત્ર 'વિરુદ્ધ'ત્વ,અને પુષ્ટિમાર્ગમાં જ જે અસિદ્ધ ધર્મો તે ધર્મોએ વિશિષ્ટ આ પ્રભુ છે એવું ભગવદ્વિષયક જ્ઞાન તેમને હોવાથી તેઓ અમૂઢમતિ છે, 'સ્વવિષયક અને પ્રભુવિષયક પણ જ્ઞાન એમને એ પ્રકારનું છે એમ કયે પ્રકારે જણાય છે?'અન્યથા-જો તેમ ન હોય તો-વક્ષ્યમાણ કાર્ય જ ઉપપન્ન થાય નહિ,'ઉપપન્ન કેમ થાય નહિ?' એ શઙ્કા આ પ્રકારે પરિહરવી, જો સ્વમાં પશુત્વનું જ જ્ઞાન હોય ત્યારે તો તે જાતિ-પશુજાતિ-અતિભીરુ હોવાથી પ્રભુસમીપમાં તેમની સ્થિતિ જ ન થાય, કારણ કે ભીરુત્વ સમીપસ્થિતિમાં બાધક છે, નાદાધીનત્વે સ્થિતિ પણ કદાચિત્ સમ્ભવે તથાપિ પ્રભુસૌન્દર્યના વિચિત્રવેષના અનુસન્ધાનપૂર્વક પ્રભુદર્શન તો ભીરુ પશુ સર્વથા ન જ કરે, અત્રપર્યન્ત તેમની વેણુનાદજન્યા ભાવાધીના બાહ્યકૃતિ નિરૂપીને અનન્તર 'આકર્ણ્ય વેણુરણિતં સહકૃષ્ણસારા'પદે વેણુનાદજન્ય તદીય આન્તર ભાવને પણ નિરૂપે છે, યદ્યપિ પૂર્વે 'નન્દનન્દન'પદ કથ્યું છે તેથી હવે 'આકર્ણ્ય'પદકથનથી નન્દનન્દનને નિરીક્ષીને અને વેણુરણિતને આકર્ણીને-શ્રવીને-એમ ક્રિયાપદદ્વય અપેક્ષિત છે તથાપિ ઉભયત્ર એક જ ક્રિયા જે નિરૂપી તેનો આશય આ છે, 'નન્દનન્દન' એટલા જ નિરૂપણમાત્રે દર્શન તો અનુક્ત જ સિદ્ધ હોવાથી દર્શનક્રિયાનું નિરૂપણ મૂલ શ્લોકમાં પૃથગ્ ન કર્યું, વેણુનાદશ્રવણમાં જ ક્રિયાનિરૂપણ કર્યું, તેથી દૃષ્ટ પણ સ્વરૂપનું હૃદયમાં જે આગમન થયું તે તો વેણુનાદના શ્રવણદ્વારા જ થયું તેથી એક જ 'આકર્ણ્ય' ક્રિયા નિરૂપી,'વેણુનાદના આકર્ણનદ્વારા જ હૃદયમાં સ્વરૂપ આગત થયું એમ કયે પ્રકારે જણાય છે?' એમ શઙ્કા થાય તો હૃદયમાં જે આગમન થયું તેનું કાર્ય 'સહકૃષ્ણસારાઃ'પદે નિરૂપે છે, અત્ર આ અર્થ છે, 'સહ' અર્થાત્ નાદપ્રવેશે જ સહ તેઓ કૃષ્ણસારા-કૃષ્ણ જ છે સાર જેમનો એવાં-થઈ ગયાં, હૃદયમાં સ્વરૂપને અનુભવીને 'કૃષ્ણસારા' થઈ ગયાં, હૃદયમાં સ્વરૂપાનુભવ વિના એતાદૃશ-સહકૃષ્ણસારાત્વ-સમ્ભવતું નથી તેથી 'આકર્ણ્ય' જ એક ક્રિયા છે, નહિ કે નન્દનન્દનકર્મક નિરીક્ષણ પણ,'એમને અન્તઃસ્વરૂપાનુભવ થયો એમ કયે પ્રકારે જણાય છે?' એમ શઙ્કા થાય તો તત્પરિહારાર્થ 'પૂજાં દધુર્વિરચિતાં પ્રણયાવલોકૈઃ'પદે અન્તઃસ્વરૂપાનુભવજ્ઞાપક પ્રકારને કથે છે, જો અન્તઃસ્વરૂપાનુભવ ન હોય તો ભગવાનને વિષે પરમ સ્નેહ ન હોય, અને તે સ્નેહનું જે કાર્ય-ભાવપૂર્વકકટાક્ષે ભગવત્પૂજન-તે પણ ન હોય, 'આ હરિણી પુષ્ટિમાર્ગીયભાવવતી હોવાથી-નિરૂપિકા વક્ત્રી પુષ્ટિમાર્ગીય હોવાથી-પુષ્ટિમાર્ગમાં સેવા જ મુખ્યા અને પૂજા તો ગૌણી હોવાથી એતન્માર્ગીયભાવકૃતિને સેવાત્વે ન નિરૂપતાં પૂજા કેમ કથી?' એમ શઙ્કા થાય તો 'પૂજા'પદમાં હેતુ આ છે, યદ્યપિ અત્ર પણ ભાવાધીનકાર્યત્વે સેવાત્વ સમ્ભવે છે તથાપિ પુષ્ટિમાર્ગીયા સેવા નહિ હોવાથી-પુષ્ટિમાર્ગીયા સેવા તો શ્રીસ્વામિનીજીઓએ જ કૃતા હોવાથી-હરિણીએ કૃતા સેવાને કાંઇ સાક્ષાત્પ્રભુસમ્બન્ધ નહિ હોવાથી હરિણીકૃતા સેવા પુષ્ટિપુષ્ટિરૂપા નથી, પરન્તુ એતત્કૃતિ ભાવાધીના હોઇને પણ પૂજ્યપૂજકમાં જેમ પરસ્પર મનસ્તોષ થવાથી તેવી કૃતિમાં પૂજાસામ્ય હોવાથી પુષ્ટિમાર્ગીયવક્ત્રીએ અત્ર 'પૂજા'પદ કથ્યું, તથાપિ અત્ર એટલો તો વિશેષ છે જ કે તત્ર પૂજામાર્ગમાં પૂજ્યને સન્તોષ થયો એ જ્ઞાન અપ્રત્યક્ષ હોવાથી સન્તોષવિષયક સન્દેહ જ રહે છે અને અત્ર તો ભગવાને પણ તેમનું પ્રતિપૂજન કર્યું તેથી હરિણીનો નિશ્ચય જ થયો કે પ્રભુ સન્તુષ્ટ થયા છે તેથી પણ પૂજામાર્ગીયા પૂજાથી તો હરિણીકૃતા પૂજાનું સર્વથા આધિક્ય જ છે, અને પ્રતિપૂજન 'પૂજાં દધુર્વિરચિતાં પ્રણયાવલોકૈઃ'શબ્દે જ કથ્યું છે અને એ પદનું શ્રીસુબોધિનીજીમાં વ્યાખ્યાન પણ શ્રીમહાપ્રભુએ સરળ અન્યોન્યપૂજાપ્રકારે જ કર્યું છે તેથી ભગવત્કૃતપ્રણયાવલોકનરૂપા પૂજાનું 'પ્રતિપૂજન'રૂપત્વ સ્પષ્ટ છે માટે તેથી સર્વ અનવદ્ય છે. ૧૧.

અપ્સરાની અવસ્થા 'કૃષ્ણં નિરીક્ષ્ય' શ્લોક કથે છે.

कृष्णं निरीक्ष्य वनितोत्सवचारुवेषं श्रुत्वा च तत्क्वणितवेणुविचित्रगीतम् ।
देव्यो विमानगतयः स्मरनुन्नसारा भ्रश्यत्प्रसूनकबरा मुमुहुर्विनीव्यः ॥ १२ ॥

**અક્ષરાર્થ—વનિતોત્સવચારુવેષ કૃષ્ણને નિરીક્ષીને અને કૃષ્ણેકુત્ત્વણિતવેણુવિચિત્ર ગીતને શ્રવીને વિમાનગતિ દેવી સ્મરનુન્નસારા ભ્રશ્યત્પ્રસૂનકબરા અને વિનીવી થઈને મૂર્છિતા થયાં. ૧૨.**

**વ્યાખ્યાન**—કૃષ્ણપદાર્થથી સ્રીનો નિરોધ સૂચિત કર્યો, આનન્દનાં દર્શનથયે આનન્દના સાધનમાં આસક્ત્યભાવ યુક્ત જ છે તત્ર પણ સદાનન્દનાં દર્શન થાય ત્યારે તો આનન્દસાધનમાં—ઐહિકામુષ્મિક ફલમાં—આસક્ત્યભાવ યુક્ત જ છે, સદાનન્દ કૃષ્ણનું પણ દર્શનમાત્ર નહિ પરન્તુ નિરીક્ષણ કર્યું, સ્વજાતીયોદ્ધારાર્થ જ પ્રભુનું આગમન થયું છે એમ નિતરામ્ ઈક્ષણથી દિવ્યા દૃષ્ટિએ માનુષભાવરહિતે વિશેષનું ઈક્ષણ અપ્સરાને થયું, અન્યથા અપ્સરાની વક્ષ્યમાણા અવસ્થા થાય નહિ, ઉદ્ધારાવધય સજાતીયત્વ સતે પણ હરિણીથી અપ્સરામાં દિવ્યદૃષ્ટિકૃત વિશેષ છે તે 'વનિતોત્સવ' ઇત્યાદિએ કથે છે, અપ્સરામાં વિશેષ છે તેથી એમનામાં તત્સજાતીયબોધનાર્થ ચારુવેષનિમિત્તભૂતોત્સવવતીનું વનિતાત્વ કથે છે, અર્થાદ્ 'વનિતા'પદનો આ આભાસ જાણવો, વનિતાના જ ઉત્સવાર્થ ચારુ છે વેષ જેનો એવા 'વનિતોત્સવચારુવેષ કૃષ્ણનું' નિરીક્ષણ અપ્સરાએ કર્યું, ઉત્સવ અનેકવિધ હોય છે, તત્તદુત્સવમાં ઉત્સવરસાનુભવાર્થ તે તે ભૂષિત થાય છે, અત્ર 'વનિતોત્સવ' છે, કેવલ વનિતાનો જ ઉત્સવ થાય એતાદૃશ વેષ કૃષ્ણે ધર્યો છે, આ તો 'વનિતોત્સવચારુવેષ'નો અર્થ થયો, સમાસવિગ્રહ તો વનિતાના ઉત્સવાર્થ—વનિતાભૂષણાર્થ—ચારુ છે વેષ જેનો એમ કરવો, ઉત્સવ ભૂષણહેતુક છે એથી 'ઉત્સવ' પદે ભૂષણનું કથન કર્યું, અત્ર 'વનિતા'નો અર્થ આ પ્રકારે થાય છે, વન જે વિપિન અને યૌવન તેમાં વિપિનને ઇતાઃ—પ્રાપ્તાઃ—અને યૌવનને પ્રાપ્તવતી, 'વનિતા'શબ્દાન્તર્ગત 'વન'શબ્દે વિપિનનું અને યૌવનનું ગ્રહણ કરવું, તત્ર વિપિનપક્ષમાં વન જે વિપિન તેને ઇત—પ્રાપ્ત—જે પુરુષો તે 'વનિતાઃ' અર્થાદ્ ભગવદર્થ સકલ ત્યજીને કેવલ વિપિનમાં પ્રવિષ્ટ જે વનિતાભગવદીયો—તેમના ઉત્સવાર્થ ભગવાને આ સુન્દર શૃઙ્ગાર ધર્યો છે, કોટિકન્દર્પલાવણ્યાધિકસુન્દર તાદૃશવેષધારી શ્રીકૃષ્ણનું અવલોકન કરીને તે ભગવદીય પુરુષોમાં સ્રીભાવ પ્રાપ્ત થાય અને તેઓ શને—પુરુષોત્તમને—પ્રાપ્ત થાય એવા આશયથી શ્રીકૃષ્ણે આ વનિતોત્સવચારુવેષ ધર્યો છે એમ ભાવના કરવી, યૌવનપક્ષમાં વન જે યૌવન તેને પ્રાપ્તવતી જે મૃગનયની વનિતા તેમના ઉત્સવાર્થ—ભાવોદ્દીપનાર્થ—વેષધારી શ્રીકૃષ્ણનો આ શૃઙ્ગાર છે, વિપિનપ્રવિષ્ટ સ્રીભાવાપન્ન ભગવદીય પુરુષોનું અને યૌવનપ્રાપ્તા સુન્દરીનું 'વનિતા'પદે સૂચન કરવાને શ્રીસુબોધિનીજીમાં 'પ્રાપ્તાઃ' અને 'પ્રાપ્તવત્યઃ' એમ વારદ્વય ઉલ્લેખ છે, અન્યથા 'પ્રાપ્તા.'ના જ કથને ચરિતાર્થ થઈ જતાં 'પ્રાપ્તવત્યઃ'નું કથન વ્યર્થ થઈ જાય, કારણ કે ધાતુનું ઉપસર્ગનું અને પ્રત્યયાર્થનું ઉભયત્ર ઐક્ય છે, યદ્યપિ 'પ્રાપ્તાઃ' એટલા જ કથનથી પણ પુરુષોનું અને સુન્દરીનું એમ ઉભયનું ગ્રહણ સમ્ભવે જ છે તથાપિ આ પ્રકરણ સ્રીનું જ હોવાથી સ્રીનું જ અત્ર ગ્રહણ થાય પરન્તુ સ્રીપુરુષ ઉભયનું અપેક્ષિત ગ્રહણ ન થાય તેથી સ્રીપુરુષ ઉભયના ગ્રહણાર્થ 'પ્રાપ્તાઃ' અને 'પ્રાપ્તવત્યઃ' એમ કથન કર્યું, અર્થાત્ 'પ્રાપ્તાઃ' પદે વનિતા પુરુષનું અને 'પ્રાપ્તવત્યઃ' પદે વનિતા સ્રીનું કથન કર્યું, અને તેથી પુરુષને સ્રીભાવના ઉત્પાદનાર્થ અને સ્રીને પૂર્વવિદ્યમાન ભાવના ઉદ્દીપનાર્થ એમ પ્રયોજનદ્વયે આ શૃઙ્ગાર કૃષ્ણે ધર્યો છે એમ નિષ્પન્ન થયું, યદ્વા વનં સમ્જાતં એમ કર્તરિપ્રયોગમાં જ 'ઇતચ્' પ્રત્યયે યોગથી 'વનિતા' પદ સિદ્ધ થાય છે અને 'વનિતા જાતરાગસ્રીપ્રિયોઃ' એમ કોશથી 'વનિતા' પદ રૂઢ પણ છે, પરન્તુ રૂઢિથી અને યોગથી તો લૌકિકી પણ તરુણીમાં તે વનિતાત્વ સામાન્ય છે તેથી રૂઢિને અને યોગને ત્યજીને વિશિષ્ટા—દિવ્યા—દૃષ્ટિએ અપ્સરાએ સ્વાધિકારે જે જાણ્યું તે અને શૃઙ્ગારમાં ભગવાનનો પણ જે આશય છે તે એમ ઉભય આ વિશિષ્ટા વક્ત્રી શ્રીગોપિકાએ જાણ્યું એમ જણાવવાને અતિપરોક્ષવાદે 'વનિતા'પદનો યોગ 'વનં યૌવનમ્' ઇત્યાદિએ કથે છે, અત્ર પ્રથમ—વનં યૌવનં—પક્ષમાં વર્ણદ્વયવ્યાપત્તિ થાય છે અને દ્વિતીય—વનં સઞ્જાતં એમ ઇતચ્પ્રત્યયગ્રહણ—પક્ષમાં 'યૌ' એમ એકની જ આપત્તિ થાય છે, તે આપત્તિ 'વર્ણાગમો વર્ણવિપર્યયશ્ચ તથાપરૌ વર્ણવિકારનાશૌ' એ ઉક્તિએ પૃષોદરાદિત્વથી જાણવી, વનમાં પ્રવિષ્ટની પુનરાવૃત્તિ થતી નથી, સર્વને ત્યજીને વનપ્રવિષ્ટની પુનરાવૃત્તિ થતી નથી, 'ન હિ' ઇત્યાદિએ યોગનું પ્રયોજન કથે છે કે તત્ર—વનમાં—પ્રવિષ્ટ પુનરાવૃત્ત થતો નથી, અર્થાદ્ દિવ્યા દૃષ્ટિએ સ્વનું સ્થિરયૌવનત્વ ત્રિદશત્વથી નિશ્ચિત કરીને તે ભાવે સ્વકીયા પણ ઉત્સવયોગ્યતા જાણી, અને ભગવાને તો સ્થિરતાદૃગ્ભાવવિશિષ્ટસ્થિરયૌવનાને અર્થે તાદૃશ વેષ ધર્યો કે જેથી અપ્સરાને પુનરાવૃત્તિરૂપ મોહ થયો એમ આ વક્ત્રીએ જાણી લીધું, 'યૌવન' શબ્દમાં પણ 'યુ'માં—મિશ્રણાર્થે—જે વન તે યૌવન,

'વન' શબ્દે 'યૌવન'નું ગ્રહણ કયા પ્રકારે? એમ શઙ્કા થાય તો'યૌ'ઇત્યાદિએ પરિહરે છે કે યૌવનમાં પણ'યુ' મિશ્રણાર્થ છે, અને તેવા મિશ્રણાર્થક 'યુ'માં 'વન' તે 'યૌવન' એમ 'યૌવન' શબ્દમાં 'યૌ' સપ્તમીવિભક્તિ[1] છે અને તે નિમિત્તાર્થક છે, અત્ર નાયકે સહ મિશ્રણાર્થ યૌવન વિવક્ષિત છે તેથી 'યૌ'નો અર્થ 'નાયક સહ મિશ્રણાર્થ' કર્યો અને 'યૌવન'નો અર્થ 'નાયકે સહ મિશ્રણાર્થ વન' કર્યો, યૌવન જ નાયકે સહ નાયિકાનો સઙ્ગમ કરાવે છે તેથી યૌવનત્વ પણ વનત્વવ્યાપ્ય છે, યૌવન પણ વનવિશેષ છે તેથી 'વન' શબ્દે યૌવનનું ગ્રહણ સુવચ છે, યૌવનનું વનત્વ તો શૃઙ્ગારરસોપયોગિસામગ્રી-મત્ત્વધર્મસામ્યે જાણવું અને 'યૌવન' શબ્દની એતાદશી વ્યુત્પત્તિ તો નિરુક્તપ્રામાણ્યે જાણવી, કારણ કે નિરુક્તના દ્વિતીયાધ્યાયના પ્રથમ પાદમાં 'અપ્યક્ષરવર્ણસામ્યેન નિર્બ્રૂયાન્ન સંસ્કારમાદ્રિયેત' એમ અનુશાસન છે, અત્ર 'યૌવનમ્' ઇત્યાદિએ યોગાન્તરનું કથન કર્યું, તેમને-વનિતાને-જ ઉત્સવ થાય એમ વેષ ભગવાને ધર્યો, એમ અત્રપર્યન્ત યોગદ્વયે સિદ્ધ અર્થ કથે છે કે વનિતાને જ ઉત્સવ થાય એવો વેષ-ઉપાય-ભગવાને કર્યો એમ અત્ર ઉપાય કથ્યો, અર્થાદ્ દિવ્યદષ્ટ્યા દૂરથી જાણીને ભગવદર્થ આગમનમાં ઉપાય કથ્યો, સર્વાભરણભૂષિતા સર્વા જ વનિતા યથાવેષરસને-પુરુષાર્થને-અનુભવે છે, અત્ર 'કૢત'પદ નૂતનવાચક છે, ભગવાને નૂતનવેષાન્તરસ્વીકાર કર્યો તેથી તેમણે પણ નૂતનાભરણનું પરિધાન કર્યું, ભગવાને પીતામ્બરનું પરિધાન કર્યું તેથી સ્વયં નીલામ્બરનું પરિધાન કર્યું એમ વેષના અનતિક્રમે શૃઙ્ગારાદિમાં પણ મધ્યમાં જે રસ ભગવાન પ્રકટ કરે તે રસના અનતિક્રમે પુરુષાર્થને અનુભવે છે, ભગવત્કૃત વેષને અને ભગવદભિપ્રેત રસને અનતિક્રમીને પુરુષાર્થને અનુભવે છે, અત્ર આ અભિપ્રાય છે, ભગવાને વનિતાના જ ઉત્સવાર્થ જેમ વેષ કર્યો તેમ વનિતાએ પણ ભગવદુત્સવાર્થ ભગવદભિપ્રેત વસનભૂષણાદિક ધર્યું, ભગવાનનો અભિપ્રાય તો સ્વે ધરેલા પીતામ્બરાદિદ્યુતિજનક નીલ વસન રક્ત કઞ્ચુક્યાદિ તેઓ ધરે એમ છે તેથી તેમણે પણ તેવો જ શૃઙ્ગાર કર્યો એમ અત્ર 'વેષાનતિક્રમ' જાણવો, એમ પ્રભુચિકીર્ષિત શૃઙ્ગારાદિ રસમાં પણ તેમનું આનુગુણ્ય જ છે તેથી 'રસાનતિક્રમ' જાણવો, તેથી આ ઉત્સવમાં શૃઙ્ગાર સતે જેમને અલઙ્કારાદિએ ઉત્સવ ન થયો તેમનું વનિતાત્વ રણ્ડાના વનિતાત્વવદ્ વ્યર્થ જ છે એમ સિદ્ધ થયું, તત્ર પણ ચારુ અર્થાદ્ મનોહર અન્ત: પણ અલઙ્કારહેતુ છે, તત્ર અન્ત: પ્રેમજ્ઞાનાદિક અલઙ્કાર છે, જેમ બાહ્યત: રસાનુભવ થાય છે તેમ અન્ત: પણ પ્રેમજ્ઞાનાદિક અલઙ્કારે રસાનુભવ થાય છે, આથી અપ્સરાઓનો ભગવદર્થાગમનમાં સર્વ પણ ઉપાય કથ્યો, દિવ્યા દષ્ટિએ દર્શન અને પ્રેમજ્ઞાનાદિએ અન્તર્ભગવદનુભવ એમ સર્વ પણ ઉપાય કથ્યો, તેથી પણ અવિલમ્બે અનુભાવક ભગવાન્ પ્રતિ પ્રસ્થાપક 'શ્રુત્વા' ઇત્યાદિએ કથે છે, ઉદ્દીપને રસાનુભાવક ક્વણિત ગીતનું શ્રવણ અવિલમ્બે-શીઘ્ર-જ તત:-વિમાનમાંથી-કર્યું, 'તેમની દિવ્યા દષ્ટિ તો સાર્વદિકી છે ત્યારે તેમનું આગમન હમણાં જ કેમ થયું?' એમ આકાઙ્ક્ષા થાય તો 'અનુભાવક' ઇત્યાદિએ વિશેષ હેતુને સ્ફુટ કરે છે કે નિકટમાં સમાગમને કરીને પૂર્વવદ્ જ ક્વણિતનું શ્રવણ કર્યું, અત્ર વેણુથી અતિરિક્ત કૂજિતાદિ ક્વણિતના સઙ્ગ્રહાર્થ 'તસ્ય ભગવત: ક્વણિતમ્' એમ કહ્યું, અને વેણુ પણ ક્વણિત, અત્ર 'ક્વણિત'પદની આવૃત્તિ કરવી એ અભિપ્રાયે 'ક્વણિતઞ્ચ'માં 'ચ'કાર ધર્યો, અર્થાત્ ક્વણિતને અને ક્વણિતવેણુવિચિત્રગીતને એમ સમાસ કરવો, 'તાદશ ક્વણિત વેણુમાં આવિર્ભાવને પ્રાપ્ત વિચિત્ર ગીતને આકર્ણ્ય' એમ અત્ર પદસમ્બન્ધ છે, એક જ ગીતે મૂર્ચ્છિતા થઈ ગયાં તેથી 'ગીતમ્' એમ એકવચનપ્રયોગ કર્યો, 'વિચિત્ર'નો અર્થ 'સર્વરસાર્થ' કરવો, શૃઙ્ગારમાં જ સર્વરસ છે એમ નાટ્યશાસ્ત્રનો સિદ્ધાન્ત છે, ગીત શૃઙ્ગારોદ્બોધક છે તથાપિ ગીતનું સર્વરસાર્થત્વ 'શૃઙ્ગાર' ઇત્યાદિએ ઉપપાદન કરે છે કે અન્યનું રસત્વ જ માનતા નથી, શૃઙ્ગારાઙ્ગત્વભાવાપન્ન અન્ય રસનું રસત્વ જ માનતા નથી, જેમ મહાપુરુષો સુવર્ણનાં આભરણ ઉપકરણ અને 'ચ'કારથી ભૂષણ પણ કરે છે તેમ શૃઙ્ગારમાં જ સર્વ રસ છે, સુવર્ણનું 'આ'સમન્તાત્ છે 'ભરણ' જેમાં એવું 'આભરણ' કરે છે, મધ્યાવકાશમાં સાક્ષાદ્યુક્ત આભરણ કરતા નથી, તેમ સુવર્ણાભરણોપકરણભૂષણવત્ શૃઙ્ગારના અઙ્ગભૂત જ સર્વ રસ છે, અન્યથા રસિકની રુચિ ઉત્પન્ના થાય નહિ, અત એવ ગીત પણ વિચિત્ર છે, યદ્યપિ તે દેવી છે, દેવતારૂપા છે, પૂજ્યા જ છે, તત્ર પણ વિમાને જ છે ગતિ જેમની એવાં 'વિમાનગતિ' દેવી શોભા પણ નથી તેમ દુ:ખસહનશીલા પણ નથી, એતાદશી દેવીમાં સ્મર અને તત્કૃત વિવેકાપહાર થતો નથી-'યદ્યપિ' ઇત્યાદિએ વ્યાખ્યાત અર્થનું તાત્પર્ય 'નાપિ' ઇત્યાદિએ કથ્યું-તથાપિ પ્રમેયબલથી સ્મરે જ નુન્ન છે સાર જેમનો એવાં 'સ્મરનુન્નસારા' તેઓ થઈ ગયાં, 'ત્યારે તેઓ અત્ર કેમ આવ્યાં' એમ શઙ્કા થાય તો તેનો પરિહાર 'તથાપિ' ઇત્યાદિએ કરે છે, તેમના સારનું જ નોદન સ્મરે કરી લીધું તેથી તેમનું આગમન થયું, શરીરની અને ઇન્દ્રિયની અપેક્ષાએ મન બલિષ્ઠ છે તેથી સ્મરે જ તેમના સર્વ પણ સારનો-વિવેકનો-જ અપહાર કર્યો, એમ ભૂમિમાં

૧. જેમ ઉકારાન્ત 'વિષ્ણુ'નું સપ્તમ્યેકવચનરૂપ 'વિષ્ણૌ' થાય છે તેમ ઉકારાન્ત મિશ્રણાર્થ 'યુ'શબ્દનું સપ્તમ્યેકવચન 'યૌ' થાય છે.

અનાગમનમાં પદે અનાગમનમાં અને સ્વતઃ પણ અનાગમનમાં હેતુ કહ્યો, તૃતીય ચરણમાં વિશેષણત્રયનું તાત્પર્ય 'ભૂમિ'ઇત્યાદિએ કહે છે, તેઓ 'દેવી' હોવાથી મરીને ભૂમિમાં ન અવતર્યાં, કારણ કે દેવીમાં મરણનો સમ્ભવ નથી, તેઓ 'વિમાનગતિ' હોવાથી પદે ચાલીને ન આવ્યાં-અન્યભયથી વિમાનને ત્યજીને ગુપ્તતાએ પદે ચાલીને ન આવ્યાં-કારણ કે વિમાનગતિ દેવીનો ભૂમિસ્પર્શ સમ્ભવતો નથી, અને તેઓ 'સ્મરનુન્નસારા' થઈ ગયાં તેથી સ્વતઃ પણ ન આવી શક્યાં, તેમના વિવેકનો જ અપહાર થઈ ગયો તેથી ઉપાયચાતુર્યે વિમાનને જ તત્ર ભૂમિમાં લઈને તેઓ ન આવ્યાં, અત્ર આ પ્રકારે વિવરણ છે તેથી એમ જ અર્થ જાણવો, તેમનો જે વિવેકાપહાર થયો તેનું જ કાર્યદ્વારા વિવરણ 'ભૂમિ'ઇત્યાદિએ કરે છે, તદનન્તર જે થયું તે 'મુમુહુઃ' પદે કહે છે, તેમને અસાવધાનતારૂપા મોહાત્મિકા મૂર્ચ્છા થઈ, કેવલ આન્તર હૃદયપ્રદેશમાં જ તેમને મોહમૂર્ચ્છા થઈ એટલું જ નહિ પરન્તુ ઉપરિ અને અધઃ પણ મૂર્ચ્છા થઈ એમ 'ભ્રશ્યદ્' ઇત્યાદિએ કહે છે, ભ્રષ્ટ થતાં પ્રસૂન-પુષ્પ-છે કબરમાં-કેશપાશમાં-જેમનાં એવાં 'ભ્રશ્યત્પ્રસૂનકબરી' તેઓ થઈ ગયાં અને વિગતા થઈ ગઈ છે નીવી જેમની એવાં 'વિગતનીવી' પણ તેઓ થઈ ગયાં, કેશનીવીબન્ધનો વિશ્લેષ આમુષ્મિક અને ઐહિક ફલપરિત્યાગનો જ્ઞાપક છે, દેવતા હોવાથી તેમનું મરણ થયું નહિ, વિમાનગતિ હોવાથી તેમનો અધઃપાત થયો નહિ, અને તેમનો વિવેક અપહૃત થઈ ગયો તેથી ઉપાય કરીને પણ સ્વતઃ આગમન કરી શક્યાં નહિ, ભગવદનુપયુક્ત વસ્તુમાં પણ રસ ઉત્પન્ન મા થાઓ એવી ભગવદિચ્છાથી તેમને જે રસાભાસ થયો તેનું વર્ણન અત્ર કર્યું, તેઓ પ્રાયેણ દેવસહિતા પણ છે, દેવનું મરણ નથી એમ પ્રથમાધ્યાયમાં 'ગિરઃસમાધૌ' શ્લોકમાં 'અમરાઃ' સમ્બોધને કહ્યું છે તેનું જ વ્યાખ્યાન અત્ર 'દેવસહિતાનાં' પદે કર્યું, તેથી યોગિવદ્ એક રૂપે તેઓ અવતર્યાં છે અને તેમનું પૂર્વ રૂપ તો તત્ર સ્થિત જ છે અને તેથી અત્ર 'દેવસહિત' પદે જે દેવ કહ્યા તે તત્ર સ્થિત દેવ જાણવા, દ્વિતીય-યુગલ-ગીતમાં પણ 'સહસિદ્ધૈઃ' એમ કહાશે જ, તે જ ન્યાયે અત્ર પણ દેવસાહિત્ય કહ્યું, કેવલ દેવીનું વિમાનગતિમત્ત્વ પ્રસક્ત નથી તેથી અત્ર દેવસાહિત્ય કહ્યું, તેઓ અત્ર અવતીર્ણ કેવલ દેવની સ્ત્રીઓ છે, સ્ત્રીને સ્વર્ગમાં ત્યજીને જે દેવ અત્ર અવતીર્ણ થયા છે તે કેવલ દેવની સ્ત્રીઓ આ દેવી છે, દેવલોકસ્થ સર્વા જ સ્ત્રીઓ અપ્સરા છે એ આશયે આભાસમાં 'અપ્સરસાં' પદ કહ્યું છે, યદ્યપિ દેવીની સાથે દેવ હોય ત્યારે જ તેઓ-દેવીઓ-'વિમાનગતિ' હોય છે તેથી દેવસાહિત્ય કહ્યું તથાપિ મૂલમાં 'દેવતા' પદ નથી તેથી અરુચિએ પક્ષાન્તર પણ કહે છે કે પ્રાયઃ અત્ર અવતીર્ણ કેવલ દેવની જ સ્ત્રી આ દેવી છે, આ પક્ષમાં અવતીર્ણ ગોપનું જ પુરુષત્વ બોધ્યું, તેથી કારિકામાં પણ વિરોધ ન રહ્યો, તેઓ અત્ર સ્વપતિના અન્વેષણાર્થ જ આવ્યાં છે, સ્વપતિ અત્ર અવતીર્ણ થયા છે તેમનું અવતારમાં જે સ્વરૂપ છે તે સ્વરૂપના અન્વેષણાર્થ આ દેવીનું આગમન અત્ર થયું છે, ભગવદર્થ આગમન તો ભયથી સમ્ભવતું જ નથી તેથી પ્રાયેણ એમ જ અર્થ છે, નિર્ભયતાએ ભગવદ્દર્શનાર્થ આગમન તો ઇન્દ્રાભિષેકાનન્તર કહાશે અને તેથી દ્વિતીય ગીતમાં તો દેવીનું આગમન ભગવદ્દર્શનાર્થ છે, તેઓ આવ્યાં સ્વપતિના અન્વેષણાર્થ પરન્તુ ભગવાનનાં દર્શન કરીને પૂર્વાવસ્થાને સર્વા જ વિસ્મર્યાં અને ભગવાન જ અમારા પતિ થાઓ એમ જ્યારે તેમને પણ ભાવ થયો ત્યારે અમે તો ભગવાનને જ અર્થે અવતીર્ણ છીએ તેથી અમારે-શ્રીગોપીજનનું-તથાત્વ-ભગવાન અમારા પતિ થાય એ ભાવયુક્ત જ છે.૧૨.

**આભાસ**-ગૌનું અને વત્સનું ચરિત્ર 'ગાવઃ' શ્લોકે કહે છે,

**ગાવશ્ચ કૃષ્ણમુખનિર્ગતવેણુગીતપીયૂષમુત્તભિતકર્ણપુટૈઃ પિબન્ત્યઃ ।**

**શાવાઃ સ્નુતસ્તનપયઃકવલાઃ સ્મ તસ્થુર્ગોવિન્દમાત્મનિ દૃશાશ્રુકલાઃ સ્પૃશન્ત્યઃ ॥૧૩॥**

**અક્ષરાર્થ**-ઉત્તભિતકર્ણપુટે કૃષ્ણમુખનિર્ગતવેણુગીતપીયૂષપાનકર્ત્રી ગૌ અને સ્નુતસ્તનપયઃકવલ શાવ નેત્રે અશ્રુકલા થઈને આત્મામાં ગોવિન્દને સ્પર્શતા રહ્યા.૧૩.

**વ્યાખ્યાન**-શ્લોકમાં 'ચ'કારથી ગૌ પણ તેવી થઈ ગઈ, અભિલષિતની અપ્રાપ્તિએ મૂર્ચ્છિતા થઈ ગઈ, અનિમોહિતા થઈ ગઈ, ઉત્તમનો અને અધમનો મધ્ય અભિલાષ અત્ર નિરૂપાય છે, સાત્ત્વિકત્વથી ઉત્તમા દેવસ્ત્રીનો અને તામસત્વથી અધમા ગૌનો યથોચિત સેવાફલમાંનો સાયુજ્યલક્ષણ મધ્યમ અભિલાષ નિરૂપાય છે, અત્ર સાયુજ્યનું સ્વરૂપ સેવાફલવિવૃતિમાંથી અવધારવું, યદ્વા 'ઉત્તમા' શબ્દે અત્ર હરિણીનું ગ્રહણ કરવું-કારણ કે નેત્રદર્શને ઘોષસીમન્તિનીનેત્રસ્મારિકા હોવાથી ભગવત્પ્રિયતાએ હરિણીનું 'ધન્યત્વ' કહ્યું છે-અને 'અધમ'પદે ગૌનું ગ્રહણ કરવું, કારણ કે તેઓ શૃઙ્ગારરસમાં અનુપયુક્તા છે, યદ્વા ગૌના મોહમાં હેતુ કહે છે કે સાત્ત્વિકનો અને અધમ તામસનો રાજસ દેહાભિલાષ નિરૂપાય છે, ગૌના મોહમાં હેતુ કહે છે કે અસમ્ભાવિતત્વથી તેમને મોહ છે, સ્વાભિલષિત સાયુજ્યના અસમ્ભાવિતત્વથી તેમને મોહ છે, 'અધમ' પદે શૃઙ્ગારરસાનુપયુક્ત ગૌનું ગ્રહણ કરવું, તેથી અસમ્ભાવિતત્વથી જ તેમને મોહ છે એમ કહ્યું, હરિણીને ભગવદ્દર્શનમાત્રાભિલાષ છે, ગૌને અન્તર્દર્શનસ્પર્શમાત્રાભિલાષ છે, અપ્સરાનો રમણાભિલાષ પૂર્વ પ્રકારે સર્વોત્તમ છે, તદપેક્ષાએ મૃગીનો અને ગૌનો અભિલાષ મધ્યમ છે. ગૌ વેણુમાત્રમાં આસક્તા છે તેથી તેમ કરતી હશે' એ શઙ્કાનો પરિહાર 'કૃષ્ણમુખ' ઇત્યાદિએ કરે છે,

અન્યકૃત પણ વેણુનાદમાં આસક્તા હોઈને કર્ણોત્તમ્ભન કરતી હશે'એ શઙ્કાનો પરિહાર કરવાને કર્ણોત્તમ્ભનમાં હેતુ-વેણુનાદનું કૃષ્ણકૃતત્વ-કહે છે, પશુને તાવદ્ વિશેષજ્ઞાન તો હોતું નથી એ પ્રસિદ્ધ છે એમ સૂચનાર્થે 'હિ' પદ છે, આથી કૃષ્ણકૃત નાદે જ કર્ણોત્તમ્ભન કરે છે-અન્ય નાદે કરતાં નથી-એમ સૂચિત કર્યું, યદ્વા 'આ મોહ ઉક્તનાદહેતુક નથી પરન્તુ હેત્વન્તરે છે' એમ 'તાઃ' ઇત્યાદિએ શઙ્કીને-'કૃષ્ણમુખ'ઇત્યાદિએ સમાધાન પણ કરે છે કે કૃષ્ણના મુખથી નિર્ગત એવું વેણુગીત છે, 'પરન્તુ બહુ જન વાદન કરે છે અને કોઇના મુખનું દર્શન તો થતું નથી ત્યારે ઇતરવૈલક્ષણ્યના અનવધાનમાં આ ભગવન્મુખવેણુગીત છે એમ જ્ઞાન તેમને કયે પ્રકારે થાય?' એ શઙ્કાને તો 'પીયૂષ' ઇત્યાદિએ પરિહરે છે, તે વેણુગીત અમૃત છે તેથી વ્યઞ્જકાન્તરના અભાવમાં પણ સ્વતઃ જ તેનું જ્ઞાન થઇ જાય છે, તેનું અમૃતાત્મ સ્વરૂપ જ સ્વવ્યઞ્જક છે, આ નાદમાં વિશેષ કહેવાને 'પીયૂષ' પદનો અર્થ કહે છે કે સદાનન્દ વાચ્ય છે, અન્ય ગીત સ્વવકતૃવાચક હોય જ એમ નિયમ યદ્યપિ નથી તથાપિ ભગવાનથી અધિક તો કોઇ પણ ન જ હોય, ભગવત્કૃત ગીત સદાનન્દવાચક જ છે તેથી સદાનન્દકૃત ગીતનો વાચ્ય અર્થ પણ સદાનન્દ જ છે એ જ આ નાદમાં વિશેષ છે, અન્યકૃત નાદ તો સરિગમાદિરૂપ સ્વરમાત્ર છે અને અત્ર તો નાદ સદાનન્દરૂપ છે તેથી નાદનિષ્ઠ રસના અનુભવાર્થે અત્ર જ નાદમાં કર્ણોત્તમ્ભન થાય છે, અન્યકૃત નાદમાં કાંઇ તેમ થતું નથી, યદ્વા 'ત્યારે તો આ 'કૃષ્ણગીતપીયૂષ' એમ જ પદ વાચ્ય હતું તેથી અધિક કથન વ્યર્થ છે' એમ આશઙ્કા થાય તો તે નિવૃત્ત કરવાને 'સદાનન્દો વાચ્યઃ'પદ કહે છે, 'મુખ' વાગધિપતિનિર્ગમન' વાગ્ ઇતરવિસ્મારકો વેણુઃ' અને 'ષડ્ગુણાત્મક' ગીત'' એમ સર્વા જ સામગ્રી કહેવાને એતાવત્ કહ્યું, અત્ર આ ભાવ છે, પૂર્વ શ્લોકમાં દેવસ્ત્રીનો મોહ જ વસ્તુસામર્થ્યથી કહ્યો પરન્તુ તેમને રસપાન પ્રાપ્ત થયું એમ કહ્યું નથી અને ગો તો ભગવદીયા ભગવત્સઙ્ગતા અને પ્રિયા હોવાથી ગોએ રસપાન કર્યું એમ કહે છે, તત્ર 'યત્ર સુરસ્ત્રીને પણ મોહ થયો તત્ર આ ગોને પશુજાતીયત્વે તે રસપાન અસમ્ભવિત છે'એમ આશઙ્કા થાય તો તે તેના નિરાસાર્થે કહે છે કે આ કોઇ સાધારણ ગાન નથી, પરન્તુ જે પ્રકારે તેમને પણ રસાનુભવ થાય તે પ્રકારે સર્વસામગ્રીપ્રકટનપૂર્વક ગાન છે એમ જણાવવાને 'કૃષ્ણમુખનિર્ગતવેણુગીત' પદ કહ્યું અને તેથી જ અગ્રે હૃદયમાં પ્રાકટ્યનું અને સ્પર્શનું પણ કથન કર્યું, આધિદૈવિકસમ્બન્ધમાત્રે યત્ર આધ્યાત્મિકને અને આધિભૌતિકને પણ કાર્યકરણસામર્થ્ય પ્રાપ્ત થાય છે તત્ર સાક્ષાદ્ આધિદૈવિકના જ કરણત્વે કાર્યસમ્પત્તિમાં તો કહેવું જ શું ? એમ વાગધિપતિત્વાદિ ઉક્તિનું તાત્પર્ય છે, અત્ર 'આદિ'પદે ત્રયમાં કૈમુત્ય જાણવું, અર્થાદ્ યત્ર ત્રય પણ આધિદૈવિક કરણ છે-મુખ દેવતા છે વાગ્વિનિર્ગમનરૂપ વિષય ઇન્દ્રિય છે અને ઇતરવિસ્મારક દ્વાર છે-તાદૃશ શબ્દથી રસાનુભવ થાય તેમાં તો કહેવું જ શું એમ કૈમુત્યન્યાયે રસપાન સૂચિત થયું, ભગવાનમાં ગોલક દેવતા છે અને ઇન્દ્રિય વિષય છે એમ દ્વિતીય સ્કન્ધમાં વ્યવસ્થાપિત છે તેથી 'મુખ'પદ દેવતાનું વાચક છે અને 'નિર્ગમ'પદ ઇન્દ્રિયનું વાચક છે, આથી શબ્દનિષ્ઠરસપ્રાપ્તિમાં સાધનસમ્પત્તિ કહી, મુખ-ભગવ-મુખ-વાગધિપતિ અગ્નિ છે, કારણ કે અગ્નિ વાણીની દેવતા છે, ભગવન્મુખ અગ્નિરૂપ હોવાથી વાગધિપતિ છે, તેવા-ભગવાનના અગ્નિરૂપ-'મુખ'ના કથને મુખ તાપજનક છે એમ સૂચિત કર્યું, તેથી ભગવન્મુખવેણુગીતપીયૂષનું પાન યદ્યપિ કરે છે તથાપિ તે પીયૂષના અતિરસાલત્વે તદ્વિષયિણી પરમા આર્તિએ બહુ પાન સમ્ભવે છે એમ પ્રયોજન સિદ્ધ થયું, કિઞ્ચ 'વાચ્યના અર્થના અજ્ઞાનમાં રસસ્વરૂપનું જ્ઞાન ન હોવાથી તે કાર્યનો અસમ્ભવ છે' એ શઙ્કાનો નિરાસ 'કૃષ્ણ'પદનો અર્થ કહીને કર્યો, અર્થ સ્વરૂપાત્મક છે તેથી તે સ્વતઃ જ પ્રકટ થાય છે તેથી જ્ઞાનસાધનની અત્ર અપેક્ષા નથી, સ્વરૂપાત્મક સ્વતઃ જ પ્રકટ અર્થ બલવાન છે તેથી પણ પશુત્વાદિ અત્ર પ્રતિબન્ધક નથી અને તેથી સર્વ અવદાત છે, અપરઞ્ચ કૃષ્ણના મુખથી નિર્ગત તત્ર-પણ પરમ્પરાસમ્બદ્ધ પીયૂષનું યત્ર એતાદૃશત્વ છે અને તત્ર પણ પશુમાં યત્ર એતાદૃશત્વ છે તત્ર સાક્ષાન્મુખપાનકર્ત્રી શ્રીસ્વામિનીજીમાં તો કહેવું જ શું! એમ ઉત્કર્ષ જણાવવાને પણ અત્ર નિર્ગમનાદિનું કથન છે, અન્યચ્ચ મુખ અગ્નિ હોવાથી સાક્ષાત્તત્પાનકર્ત્રીમાં કદાચિત્ તે પીયૂષ ઉત્કટ તાપ પ્રકટ કરે છે પરન્તુ આ પીયૂષ તો કૃષ્ણમુખમાંથી નિર્ગત છે તેથી સદા જ આનન્દજનક જ છે તાપજનક નથી તેથી કૃષ્ણમુખથી ભિન્નત્વે અને પરમ્પરાસમ્બન્ધથી તાપધર્મનો તેમાં સમ્ભવ નથી, અને તેથી જ સાક્ષાત્સમ્બન્ધાનન્તર બાદશ તાપ થયો તાદૃશ તાપ પૂર્વે ન હતો પરન્તુ સહજ સમ્બન્ધથી-તાપતદ્ધર્મેતર પણ સહજ હોવાથી-કાંઇક તાપને ઉત્પન્ન કરે છે એમ જણાવવાને 'કૃષ્ણમુખનિર્ગત' પદ કહ્યું, 'ભગવદ્ગીત સર્વ જ સદાનન્દવાચક છે ત્યારે પૂર્વ-શ્લોકોક્તા દેવસ્ત્રીને રસાનુભવ કેમ ન થયો ?' એ આશઙ્કાનો પરિહાર 'મુખ' ઇત્યાદિએ કરે છે, તત્ર સામગ્રી ગુપ્તા જ સ્થાપિતા હતી અને અત્ર તો તે પ્રકટિતા છે એમ 'કૃષ્ણમુખ' 'નિર્ગત' અને 'પીયૂષ'એ પદત્રયે સૂચિત કર્યું, 'દેવા હ પ્રાજાપત્યાઃ'શ્રુતિમાં આધિદૈવિકસહિત ઇન્દ્રિય કાર્યકર્તૃ છે એમ કહ્યું છે તેથી તાદૃશ જ શબ્દ પ્રમિતિજનક છે તેથી દેવતા અને વાગિન્દ્રિય શબ્દનિષ્ઠરસપ્રાપ્તિમાં સામગ્રી છે, ઇતરવિસ્મૃતિ થાય ત્યારે જ નિષ્પ્રત્યૂહ રસાનુભવ થાય તેથા

'વેણુનાદનો સહજ ધર્મ ભગવર્દ્ભાવોદ્બોધકત્વ છે ત્યારે તેના શ્રવણે અપ્સરાને કામભાવોદયે મોહોત્પત્તિ કેમ થઈ?' એમ શઙ્કા થાય તો અત્ર તેનો પરિહાર તે વેણુનાદની જ કૃપાથી મને આ પ્રકારે

**સ્વતન્ત્ર।** જણાય છે, ઉત્સર્ગતઃ તો વેણુનાદ સર્વને કામોદ્બોધક જ છે, 'મન્મથસ્યાગ્રદૂતઃ' એ વાક્ય અત્ર પ્રમાણ છે, અને તેથી જ પૂર્વે પણ સ્વામિનીઓને વેણુનાદના શ્રવણે તે જ ભાવ ઉત્પન્ન થયો હતો, 'વેણુગીતં સ્મરોદયં' નાશકન સ્મરવેગેન' ઇત્યાદિ વાક્ય અત્ર પ્રમાણ છે, તેથી સ્વામિનીવદ્ યત્ર વેણુનાદદ્વારા પ્રવેશ કરવાને અને યત્ર સરિદ્વૃક્ષલતાદિમાં સ્વામિનીઓએ સહ વિહાર કરવાને તેમને તન્માત્રલીલાસમ્બન્ધિકાર્યોપયુક્ત કરી દેવાને અથવા હરિણ્યાદિમાં યત્ર દૃષ્ટિમાત્રથી સ્વામિનીભાવે દૃષ્ટિકર્તા પ્રભુ પ્રવેશ કરવાને વેણુનાદ કરે છે તત્ર જ સ્વાધિકારાનુસારે ભગવર્દ્ભાવોદય થાય છે તેથી અત્ર અપ્સરાઓને અને દ્વિતીય ગીતમાં પક્ષ્યાદિને વેણુનાદશ્રવણે કામદ્વારા મોહ જ થયો પરન્તુ રસાનુભવ થયો નહિ, 'ત્યારે અપ્સરાઓના શ્રવણસમ્પાદનમાં શું પ્રયોજન? ભગવાન્ કાંઈ પણ કાર્ય નિષ્પ્રયોજન તો કરતા જ નથી' એમ શઙ્કા થાય તો તેનો પરિહાર આ પ્રકારે છે, અત્ર વેણુનાદનું પ્રયોજન વીર્યબોધન જ છે, કારણ કે વેણુનાદનિષ્ઠ ષડ્ગુણત્વસિદ્ધ્યર્થં તે-વીર્યબોધન-આવશ્યક છે તેથી જ 'વીર્યં દેવેષુ' ઇત્યાદિ કારિકા કથી, એમ સતે ગોને પણ પ્રથમ તો વેણુનાદશ્રવણે કામદ્વારા દેવસ્ત્રીવદ્ મોહ જ થયો-અને તે જ મોહનું વિવરણ 'ગાવશ્ચ'માં 'ચ'કારના અર્થકથને કર્યું-પરન્તુ પશ્ચાદ્ ભગવદીયત્વસ્વસઙ્કેતત્વાદિધર્મે કૃપાવિશેષે સ્વામિનીવદ્ ગોમાં પણ વેણુનાદદ્વારા પ્રવેશ કરવાને ભગવાને અત્ર જે સામગ્રી પ્રકટ કરી તે સામગ્રીના બોધાર્થં પૂર્વનાદથી વિશિષ્ટ-અધિક-બર્હાપીડપદનિરૂપિત સ્વરૂપાત્મક વેણુનાદનું નિરૂપણ 'સદાનન્દો વાચ્યઃ' ઇત્યાદિએ કર્યું, અત્ર આ ભાવ છે, કૃષ્ણનું ગીત એમ દૂરાન્વય જ અત્ર અભિપ્રેત છે એમ જણાય છે, કારણ કે 'અન્યથા કૃષ્ણગીતપીયૂષ' ઇત્યાદિ આગ્રમ ગ્રન્થના પર્યાલોચને તદવગમ થાય છે, તેથી વાચ્યતાસમ્બન્ધે ગીતમાં કૃષ્ણ હોવાથી ગીતનો અર્થ સદાનન્દ જાણવો અને તે-સદાનન્દ-કૃષ્ણ શ્રીસ્વામિનીજીનો ગૂઢ ભાવ છે તેથી ગોને આન્તર સ્વાનુભવાર્થં તર્દ્ભાવનું જ દાન વેણુગીતદ્વારા ભગવાને કર્યું એમ જાણવું, કિઞ્ચ તાપભાવ પણ આન્તર તદનુભવમાં કારણ છે તેથી. બાહ્યાનુભવમાં કામભાવવદ્ આન્તરાનુભવમાં તાપભાવનું દાન કરવું આવશ્યક છે તેથી ગીતમાં પ્રસઙ્ગથી મુખસમ્બન્ધ પણ નિરૂપ્યો, સાક્ષાત્ તત્સમ્બન્ધમાં બાહ્યસમ્બન્ધાભાવે પણ અત્યસહ્યતાએ શરીરસ્થિતિ પણ ન રહે તેથી જ શ્રીસ્વામિનીજીઓને પણ પઞ્ચાધ્યાયીમાં સંયોગાનુભવ કરાવીને પછી જ કેવલ આન્તરાનુભવ કરાવ્યો, 'મુખ' શબ્દના વ્યાખ્યાનમાં વાગધિપતિના પ્રેરણ વિના વેણુમાં તેનો સઞ્ચાર થઈ શકે નહિ તેથી તાપભાવનો સમ્બન્ધ વેણુને વાગ્દ્વારા જ છે, 'અત્ર કોઈ પણ સ્થલે વાણીનું નિરૂપણ જ નથી-જેના દ્વારા વેણુમાં તાપભાવસમ્બન્ધ કહ્યો-પરન્તુ અત્રે તો નાદમાત્રનું જ કથન છે' એમ શઙ્કા થાય તો 'નિર્ગમન વાક્' કારિકાથી પરિહરે છે કે ગીત મુખાન્તર્ગત છે તેથી ગીતવિશેષણીભૂતા નિર્ગમનક્રિયા જ વાગ્રૂપા છે, લોકવદ્ ભગવદ્વાણી કાંઈ તાલ્વોષ્ઠપુટના વ્યાપારે જન્ય નથી તેથી જ ભગવન્નિઃશ્વસનક્રિયારૂપ વેદની વાગ્રૂપતા કથી અને તેથી જ 'પ્રજાપતિર્હ વાક્' શ્રુતિમાં પ્રજાપતિનું વેદાત્મકત્વે વાગ્રૂપત્વ કહ્યું, કિઞ્ચ આન્તરાનુભવમાં બહિઃસંવેદનાભાવ પણ અપેક્ષિત છે તેથી બહિઃસંવેદનાભાવાર્થં પણ વેણુસમ્બન્ધ કથ્યો, કારણ કે વેણુ ઇતરવિસ્મારક છે, તથાપિ 'એમ પણ ગોમાં યોગ્ય શરીર સિદ્ધ નથી તેથી આ સર્વા જ સામગ્રી વ્યર્થા છે' એમ શઙ્કા થાય તો તેના પરિહારાર્થં 'ગીતં ગુણાત્મકં' ઇત્યાદિ કહે છે, ગીત ભગવદ્દાયક છે તેથી ગુણાત્મક છે, અસાધારણ ગુણો જ ભગવાન વાચ્ય છે કારણ કે 'ભગવાનિતિ શબ્દ્યતે' એમ વચન છે, વેદ પણ ગુણદ્વારા જ સર્વાત્મક ભગવદ્દાયક છે, કારણ કે 'અન્દિનસ્તત્પરાક્રમૈઃ' એમ વાક્ય છે, તેથી ભગવદ્દાયકત્વે આ ગીતની અસાધારણરૂપતા જ છે, અને તેથી ગોને તદ્વિસ્મૃતિએ સ્વાત્મામાં સ્વામિનીત્વસ્ફૂર્તિ પણ છે તેથી ભાવાત્મકસ્વરૂપનો આન્તર અનુભવ નિષ્પ્રત્યૂહ ઉપપન્ન છે, આ વેણુગીતકાર્યં યશોરૂપ છે, એતાદૃશ અયોગ્યયોગ્યતાસમ્પાદનરૂપ અસાધારણ કાર્ય કરે નહિ તો 'વેણુગીતનું' યશોરૂપત્વ જ સિદ્ધ થાય નહિ.

વેણુનાદસુધાપૂર્ણા હૃદયસ્થહરિપ્રિયા ।
ગોનું ગૂઢતમ સ્થીય સ્વાન્તરનાન્ન સમેપ્સિત ॥૧॥ ૧૬.

**આભાસ।** મર્કના અને ગાનનાં અભાવથી પક્ષીનું શ્રવણ અસમ્ભવિત માનીને સમ્ભાવનાનિરૂપણપૂર્વક 'પ્રાયः' ઇત્યાદિ શ્લોક ઉપપાદે છે, અત્ર 'શ્રવણ'નો અર્થ 'નાદનિષ્ઠરસાનુભવશક્તિતાત્પર્યનિર્ધાર' કરવો, 'શ્રવણ' શક્તિતાત્પર્યનિર્ધાર નાદનિષ્ઠ રસાનુભવ છે તેથી જ અનુવાદમાં 'તેઓએ સર્વ તત્ત્વ જાણ્યું' એમ કહ્યાથી, જેમ મૃગીને કૃષ્ણસારસઙ્ગથી અથવા ગોને કૃપાએ જ જ્ઞાનસામગ્રીપ્રકટને જ્ઞાનસમ્પાદન થયું તેમ અત્ર નથી, તેથી પક્ષીનું શ્રવણ અસમ્ભાવિત માનીને મુનિત્વનિરૂપણપૂર્વક શ્રવણ સિદ્ધ કરે છે.

प्रायो बताम्ब विहगा मुनयो वनेस्मिन् कृष्णेक्षणास्तदुदितं कलवेणुगीतम्।
आरुह्य ये द्रुमभुजान् रुचिरप्रवालान् शृण्वन्ति मीलितदृशो विगतान्यवाचः ॥१४॥

અક્ષરાર્થ-અમ્બ ! બત ! આ વનમાં રુચિરપ્રવાલદ્રુમભુજારોહણ કરીને કૃષ્ણેક્ષણ મીલિતદૃગ્ વિગતાન્યવાક્ થઈને તદુદિત કલવેણુગીતનું શ્રવણ જે વિહગ કરે છે તે પ્રાયઃ મુનિ છે. ૧૪.

વ્યાખ્યાન-આ વક્ત્રીઓ નિર્ગુણા છે અને તેથી જ યશોદાએ સહ તેમનો સ્નેહ છે, અથવા આ તદ્ગૃહકન્યકા છે, જેમ સોનો મનનો અને રત્નનો સઙ્ગ્રહ તેમ શ્રીનન્દરાયજીના ગૃહમાં ઉત્તમા કન્યકાનો પણ આ સઙ્ગ્રહ છે, દ્રવ્યે તેમનો ક્રય કરીને ગૃહમાં તેમનું પરિપાલન રાજદાનાર્થે કરે છે તે યશોદાનન્દગોપકુમારિકા શ્રીયશોદાજીને 'અમ્બ' પદે સમ્બોધે છે, જો આ પક્ષી મુનિ જ છે એમ સિદ્ધવત્ નિરૂપણ કરી દે તો આ વક્ત્રી કોણ છે એમ ગોપિકાસભામાં સન્દેહ થાય તેથી તેમ નિરૂપણ ન કરતાં અત્ર 'પ્રાયઃ' પદ પ્રયોજીને પક્ષીઓ બહુધા મુનિ છે એમ તેમનું પ્રાયિક પક્ષિત્વ નિરૂપે છે, અત્ર 'બત' પદ ખેદાર્થક છે, આ મુનિએ એવી પક્ષિની યોનિ કેમ પ્રાપ્ત કરી એમ ખેદ 'બત' પદે કરે છે, અથવા 'બત' પદ હર્ષવાચક છે, એ મુનિઓએ સાધુ-સુન્દર-ઉપાય કર્યો કે પક્ષિયોનિનું ધારણ કરી લીધું, 'અમ્બ' સમ્બોધન દયાર્થક છે, આ વક્ત્રીમાં ભગવદાવિર્ભાવ છે, 'સર્વાત્મક ભગવાનની માતા તે સર્વની જ માતા એમ ભગવદાવિર્ભાવે 'અમ્બ' પદે સમ્બોધે છે' એમ કેટલાક ટીકાકારનું મત છે, પરન્તુ આ વક્ત્રીવિષયક પતિત્વ અગ્રે વક્ષ્યમાણ છે તેથી એ વ્યાખ્યાન અસમઞ્જસ છે એમ જણાવવાને 'કેચિત્' પદ ધર્યું, સિદ્ધાન્તમાં તો એ ગૃહકન્યકા છે તેથી ગૃહકન્યાત્વે જ 'અમ્બ' પદે સમ્બોધે છે, ભિન્ન પક્ષમાં પણ દયાર્થે તેમ સમ્બોધન ઘટે છે એ તો કથાયું જ છે, આ વક્ત્રીનાં વાક્યોથી વિહગો બાહુલ્યે મુનિ જ છે એમ સિદ્ધ થાય છે, શ્રોતા પ્રતિ તેમનું મુનિત્વ સ્વયં ઉપપાદે છે કે વક્ત્રી કુમારિકા છે તેથી ઋષિ છે અને ઋષિવાક્યથી બાહુલ્યે આ વિહગોનું મુનિત્વ સિદ્ધ થાય છે, તે પક્ષીઓ મુનિ છે, મનનશીલ છે, તેથી 'અત્ર ભગવાન્ પ્રકટ થશે એમ જાણે છે, મૂલમાં 'યે' પદના અર્થમાં 'જે વિહગો છે તે મુનિઓ છે અને તેથી જ શ્રવણ કરે છે' એમ પૂર્વત્ર અન્વય જાણવો, ઉત્તરત્ર અન્વયમાં તો મુનિત્વમાં હેતુ શ્રવણ થઈ જાય, શ્રવણમાં હેતુ મુનિત્વ ન રહે, અને તેથી આભાસમાં વિરોધ પ્રાપ્ત થાય, અત્ર નાદમાં સુધારૂપ ભગવાનનો પ્રાદુર્ભાવ થશે એમ આ મનનશીલ મુનિઓ જાણે છે અને તેથી જ મુનિત્વથી વા ઋષિત્વથી જ પૂર્વોક્ત જાણીને આ વનમાં 'કૃષ્ણેક્ષણ' થઈને શ્રવણ કરે છે, કૃષ્ણાર્થે ભગવદ્ભાવનાએ જ જેમનો ક્ષણ જાય છે એવા વા કૃષ્ણમાં જ ઉત્સવ જેમનો એવા આ મુનિઓ છે, વા કૃષ્ણમાં જ છે ઈક્ષણ જેમનું એવા કૃષ્ણેક્ષણ મુનિઓ ભગવદ્દર્શન કરે છે, અને દર્શનક્રિયા કરતાં કરતાં જ તદુદિત કલવેણુગીતનું શ્રવણ દ્રુમભુજારોહ કરીને કરે છે, યાવદ્ ભગવાનના વેણુનાદનું શ્રવણ થયું નહિ તાવત્પર્યન્ત રૂપનું જ દર્શન કર્યા કર્યું, પરન્તુ જ્યારે વેણુનાદનો આરમ્ભ થયો ત્યારે તો દર્શન અને શ્રવણ ઉભયે કર્યું, દ્રુમભુજારોહણ કરીને પૂર્વે કૃષ્ણેક્ષણ થયા અને તતઃ તાદૃશ કૃષ્ણેક્ષણ જ રહીને શ્રવણ કર્યું તેથી 'મીલિતદૃક્' થઈ ગયા, કૃષ્ણેક્ષણત્વમાં મીલિતદૃક્ત્વ સમ્ભવતું નથી તેથી આ પ્રકારે વિભાગે વ્યાખ્યાન કર્યું, પરન્તુ જ્યારે ભગવાન દૂર પધાર્યા ત્યારે અન્યત્ર ગમનમાં તો વેણુનાદરસ જતો રહેશે એમ માનીને તત્ર જ 'મીલિતદૃગ્' રહ્યા, 'કદાચિત્ તે રસ વિજાતીય વા લૌકિક રસાન્તર ઉત્પન્ન કરશે અથવા રસાન્તરે પ્રતિબન્ધ થશે' એમ ન આશઙ્કવું, 'નાદ અવ્યક્ત છે તેથી સ્વનિષ્ઠા સ્વરૂપદિદૃક્ષા ઉત્પન્ન કરશે નહિ' એમ ન આશઙ્કવું, તેમ હોત ત્યારે તો ઉડ્ડયન કરીને અન્યત્ર જ ગમન કરત, 'પૂર્વાનુભૂત કૃષ્ણેક્ષણરૂપ રસાન્તરે ઉડ્ડીને ગમન નાદના માધુર્યથી થશે નહિ' એમ આશઙ્કા ન કરવી, કારણ કે વેણુગીત કલ-અવ્યક્તમધુર-છે, તેથી ભગવાનમાંથી ઉદિત નાદબ્રહ્માત્મક છે, અને વેણુ પણ અવ્યક્તમધુર છે, તેથી મધુર જ રસ ઉત્પન્ન થશે, આથી વિજાતીય રસની નિવૃત્તિ કરી, એમ અત્રપર્યન્ત વેણુનું 'કલ'ત્વ સિદ્ધ કર્યું અથવા ગીત જ કલ-અવ્યક્તમધુર-છે, કારણ કે ભગવદુક્ત પરમાર્થપ્રતિપાદક છે, અત્ર 'ભગવદુક્ત' પદે લૌકિકાર્થનિવૃત્તિ કહીને ગીતનિષ્ઠ માધુર્ય કહ્યું, આ અર્થમાં ગીતનું વિશેષણ 'તદુદિત' છે, ગીત તેમાંથી ઉદિત છે, ઉદયને પ્રાપ્ત થયું છે, દ્વિતીય અર્થમાં 'ઉદિત'નો અર્થ 'કથિત' કર્યો, વેદશાખાવદ્દ્રુમભુજારોહણ કરીને પતનમારણાદિશઙ્કા ન હોવાથી નિશ્ચિન્ત થઈને પક્ષી શ્રવણ કરે છે, મનનો સઞ્ચાર વિષયાન્તરમાં ન થાય એ અર્થે ભગવાન જ્યારે દૂર પધાર્યા ત્યારે આ પક્ષી મનનાભ્યાસથી મીલિતદૃક્ થયા, કારણ કે ભગવાન દૂર ગયા તેથી દર્શનનો સમ્ભવ નથી, વિશેષે ગઈ છે અન્યવિષયિણી વાગ્ જેમાંથી એવા 'વિગતાન્યવાગ્' આ મુનિઓ થઈ ગયા, ભગવદુપયોગિની વાણીનો ત્યાગ તેમણે કર્યો નથી એમ જણાવવાને 'અન્ય' પદ ધર્યું, પક્ષીની આ સ્થિતિ સાર્વદિકી છે એમ જાણવું, અન્યથા શ્રવણકાલમાં તો તત્પ્રતિબન્ધકત્વે જ વાણીનો અભાવ સિદ્ધ જ છે તેથી 'વિગતાન્યવાક્' પદ નિરર્થક થઈ જાય, અને તેથી તેમના હૃદયમાં આ રસાનુભવ સાર્વદિક જ છે એમ સ્થાપિત કર્યું, આથી આ નાદ

એમ મૂલનો અર્થ સિદ્ધ થયો, ત્યાંથી ચરણારવિન્દમાં સમાગત થયું-લક્ષ્મીના સ્તનથી વા શક્તિના સ્તનથી બન્ધવિશેષમાં ભગવચ્ચરણારવિન્દમાં તે કુંકુમ સમાગત થયું-આ જ પક્ષનો આશ્રય કરીને 'તૃણેષુ રૂષિતં' એમ કહાશે, આદ્ય પક્ષમાં તો લક્ષ્મીએ વા શક્તિએ સ્વસ્તનસ્થિત કુંકુમનું દાન પુલિન્દીને કર્યું અને તે કુંકુમ પુલિન્દીએ સ્વસ્તનમાં તૃણે લિપ્ત કર્યું એમ 'તૃણરૂષિત' પદનો અર્થ થાય છે, વા 'તૃણરૂષિત' પદનું અર્થાન્તર કહે છે કે તૃણે કરીને કુંકુમ જ મકરિકાપત્રવદ્ રૂષિત થયું ત્યારે તે કુંકુમે સહિત ભગવદ્ચરણસ્થિત તૃણ ભૂમિમાં પડયું, આ પક્ષમાં 'ભગવાને દયિતા લક્ષ્મીના વા શક્તિના સ્તનમાં મણ્ડિત કુંકુમે' એમ અર્થ થાય છે, અથવા ચરણારવિન્દમાંથી તૃણમાં જ રૂષિત-સંલગ્ન-જે કુંકુમ તાદૃશ કુંકુમના દર્શને-લક્ષ્મીએ વા શક્તિએ સહ ભગવત્સમ્ભોગદર્શને-થઈ છે સ્મરકૃતા રુજા જેમને એવાં 'તદ્દર્શનસ્મરરુજ'પુલિન્દીજીએ તદા રુજાશાન્ત્યર્થે આનનકુચમાં કુંકુમે લેપ કર્યો, તે લેપ કરતાં જ તેમણે તે પીડા ત્યજી, 'કુંકુમે કુચોપરિ લેપ કરતાં પુલિન્દીજી'એમ વક્તવ્ય છે તથાપિ કોઈ પણ અવયવમાં તલ્લિમ્પન આધિત્યાગહેતુ હોવાથી કુચના ઈપ્સિતતમત્વાભાવથી 'કુચેષુ' એમ સપ્તમ્યન્ત જ પદ કહ્યું, આનનકુચમાં સ્વાત્માને લિમ્પન કરતાં પુલિન્દીજીએ આધિને ત્યજ્યો, મુખમાં અને સ્તનમાં તે કુંકુમનું ધારણ કરીને જ્યારે પુલિન્દી પણ ઉપસ્થિતા થયાં ત્યારે તત્કુંકુમદ્વારા લક્ષ્મીના વેશથી-આવેશથી-તેમનો પણ ઉપભોગ સિદ્ધ થયો, પુલિન્દીજીમાં લક્ષ્મીના આવેશથી પુલિન્દીજીનો પણ ઉપભોગ સિદ્ધ થયો, આ કુંકુમ લક્ષ્મીનો અસાધારણ ધર્મ હોવાથી આ કુંકુમના લેપે જ લક્ષ્મ્યાવેશ થતાં અયોગોલકન્યાયે શ્રીપુલિન્દીજીનું લક્ષ્મીત્વ જ સમ્પન્ન થયું તેથી તેમનો ઉપભોગ સિદ્ધ થયો, અને ઉપભોગથી જ તેમણે આધિ ત્યજ્યો, અત્ર શ્રીપુલિન્દીજીએ સહ ભગવાનના રમણમાં 'જહુસ્તદાધિં' વાક્યે આધિત્યાગનું કથન કર્યું તેથી લક્ષ્મીના પ્રવેશથી પુલિન્દીજીનો પણ ઉપભોગ પ્રભુએ કર્યો એમ જણાય છે, અન્યથા લક્ષ્મીસમ્બન્ધિ કુંકુમના આનને અને કુચે સહ સમ્પર્કે કામાધિનો જ સમ્ભવ થાય-નહિ કે પીડાનિવૃત્તિનો-તેથી પીડાનિવૃત્તિનું કથન જ મૂલમાં કરત નહિ પરન્તુ 'જહુસ્તદાધિં' પદે આધિત્યાગનું કથન તો કર્યું જ છે તેથી તત્પદોક્ત આધિત્યાગકથનની અન્યથાનુપપત્તિએ તેમની સાથે રમણ થયું જ એમ જાણવું, કારણ કે રમણ જ કામાધિનિવર્તક છે, લક્ષ્મ્યાવિષ્ટા શ્રીપુલિન્દીજીનો ઉપભોગ સિદ્ધ થયો અને તેમના આધિનો પણ ત્યાગ થયો, તેથી તે પુલિન્દી જ પૂર્ણા, રજે યોગ્યતા સિદ્ધા થતાં કુંકુમધારણે લક્ષ્મ્યાવેશ પ્રાપ્ત થતાં ઉપભોગે તેમનો આધિ નિવૃત્ત થઈ ગયો તેથી તે જ પૂર્ણા, અમને તો આધિ રહ્યો જ, આ અલૌકિકી ભગવત્કથા છે-કારણ કે 'ઉરુગાય'પદનો પ્રયોગ કર્યો છે-તેથી તેમણે પણ ભગવાનનું શ્રવણ કર્યું જણાય છે, અગ્રિમ શ્લોકમાં આ કથાના અલૌકિકત્વનું સૂચન છે તેથી ઉત્થાપનભોગમામયિકી આ કથા છે, તે સમયે તેમને તાદૃશ કુંકુમ પ્રાપ્ત થયું અને લક્ષ્મ્યાગમન સતે શ્રીપુલિન્દીજીનું રમણ પણ થયું, આ રમણકથા લક્ષ્મીને અજ્ઞાતા છે, પુલિન્દીજીએ ભગવાનનું શ્રવણ કર્યું-અર્થાત્ તાવત્પર્યન્ત 'ઉરુ' જે લક્ષ્મીસખા તેમણે ગાન કર્યું-પુલિન્દીએ સહ ભગવત્કથા કરી-તેથી પુલિન્દીજીને પણ ભગવાનનું શ્રવણ સિદ્ધ થયું, વનગમને જ આ સર્વ સિદ્ધ થાય અને અમારે તો વનગમન સમ્ભવ નહિ તેથી અમારે તો અપૂર્ણતા જ રહી અને તેથી વસ્તુતઃ તો મનઃપીડારૂપ જ કામ રહ્યો, કામ આધિજનક છે-પીડાનિરૂપક કામ આધિજનક છે-એમ કામનું આધિજનકત્વ સિદ્ધ કર્યું, 'આપનામાં આન્તર ભગવત્પ્રાકટ્ય છે તથાપિ અપૂર્ણત્વ કેમ કહો છો?' એ શઙ્કાનો પરિહાર કરે છે કે અમારો તો કામ એતન્નિવર્તક-આધિનિવર્તકત્વથી પ્રત્યુત તદુદ્બોધક જ છે, અમારો તો કામ મનઃપીડારૂપ જ રહ્યો, 'ગોપિકાનો' પણ કામ ભગવદ્વિષયક હોવાથી તેઓ પણ ધન્યા જ છે ત્યારે શ્રીપુલિન્દીજી પૂર્ણા છે એમ તેઓ કેમ સ્તવે છે?'એમ શઙ્કા થાય તો તેનો [illegible] રમણ સંયોગના અભાવમાં કામ તો દુઃખદ પણ હોય છે, તેથી અ [illegible] જ છે, એમના એ જ આશયને સ્ફુટ કહે છે કે કામ તો વસ્તુત [illegible] કામ પ્રભુપીડાને જ ઉત્પાદે છે તેથી અમને તો કેવલ દુઃખાનુભવ છે અને તેથી અમે ધન્યા નથી ક્ષુધા સુખહેતુ નથી પરન્તુ ક્ષુધા હોઈને અન્નભોગ જેમ સુખકર છે તેમ ભગવદ્વિષયક કામ હોઈને સુખકર ભગવદ્ભોગ જેમને છે તેવાં શ્રીપુલિન્દીજી જ ધન્યા છે. ૧૭.

મહા ભગવન્મનોભિલષિતા દિરારસપૂર્તિ શ્રીગોપીજનને નથી તેથી અપૂર્ણત્વ માનતાં તેઓ 'પૂર્ણાઃ' શ્લોકે પુલિન્દીમાં પૂર્ણતા કહે છે કે પુલિન્દી જ પૂર્ણા છે, પુલિન્દી પૂર્ણા સતે તદાધિને-ભગવદાધિને-ત્યાજ્યો,

ણ્યતન્ત્ર। અત્ર 'જહુઃ'ક્રિયામાં અન્તર્ભાવિતણ્યર્થત્વ જાણવું, અર્થાત્ પૂર્ણા પુલિન્દીએ ભગવાનના આધિનો ત્યાગ કરાવ્યો, ભગવાન 'ઉરુગાય' હોવાથી ઉરુઓ પણ જે ભગવાનનું ગાનમાત્ર જ કરે છે-ઉપભોગ કરી શકતા નથી-